મારા મુરબી પિતાજી

શેઠ નશરવાનજી ફરામજી બીલીમોરીઆના

મામા

## મરહુમ શેઠ એદલજી મેહેરવાનજી સટ્ઠઇ

જેમનાં જ્યોતિષ વિદ્યાનાં જ્ઞાનથી

એ વિદ્યાના અભ્યાસ માટેનો પહેલો શોખ

મારામાં ઉત્પન્ન કીધો હતો,

અને

## જેઓ સેતારાઓની ગીરદેશથી

રાજપદની ટોંચ અને ગરીબીના ગારનો એક સરખો અનુભવ મેળવવા

પામ્યા હતા,

## તેમની પવિત્ર યાદમાં.

# ખોલાસો.



મારા મુરબ્બી પિતાજીના મામા જ્યોતિષ વિદ્યાનું સારૂં જ્ઞાન ધરાવતા હતા, અને મારી બાળ વયમાં મારે માટે તેવણે કીધેલી કેટલીક આગાહીઓ ખરી પડવાથી કુદરતી રીતેજ આ વિદ્યા તરફ મારૂં ધ્યાન ખેંચાયું હતું, તેમાં બચપણથીજ મારા મુરબ્બી તરફથી મળેલા જરથોસ્તી મજહબ અને થિઑસોફીના બોધથી વધારો થયો હતો. પણ તે વખતે જ્યોતિષ વિદ્યા ઉપર ગુજરાતી ભાષામાં કોઇપણ પુસ્તક હસ્તી ધરાવતું ન હતું. જરથોસ્તી મજહબ અને થિઑસોફીના મુકાબલા રૂપી અભ્યાસમાં વરસો ગાળવા પછી પશ્ચિમ તરફની જુદી જુદી વિદ્યાઓ તરફ ધ્યાન ખેંચાયું. આ અરસામાં જરૂર પડવે જ્યોતિષ વિદ્યાનો લાભ એક હિંદુ જોશી પાસે કોઇ કદાચ લેતાં, કેટલીક બાબદોમાં તેમનું કહેવું ખોટું પડવાથી, નિરાશી ઉપજવા સાથે એ વિદ્યા ઉપરનું એકીન ડગમગવા લાગ્યું, તેથી એ વિદ્યાનો જાતે અભ્યાસ કરવાની ઇચ્છા થઇ. પણ તે માટે કશાં સાધનો ન હતાં. ભવિષ્ય ઉપર મુલતવી રાખતાં વરસો વહી ગયાં, અને ત્યાર બાદ કાંઇક ગુજરાતી સાહિત્ય હાથ લાગ્યું, પણ તે વાંચતાં તેમાં મને કશું સુઝ પડયું નહી. કાંઇક સંજોગોથી મુંબઇવાળા જોશી સોમેશ્વર દ્વારકાદાસ સાથે પત્ર વહેવાર ચાલ્યો. આ અરસામાં તેમનાં "જ્યોતિષ કલ્પતરૂ" અને "જાતક પારિજાત" નામનાં પુસ્તકો તૈયાર થતાં હતાં. તે પ્રગટ થવા બાદ તેમનો અભ્યાસ કરવાની કોશેશ કીધી, પણ ફોકટ. છેવટ મારા પોતાના ટપકાનો અભ્યાસ શરૂ કર્યો, અને તે પછી મારાં કુટુંબના ટપકા હાથ ધર્યા. હવે મને કાંઇક સમજ પડવા લાગી; પણ વળી ગુંચવાડો થતાં નિરાશ થઈ અંગ્રેજી જ્યોતિષ વિદ્યાને લગતાં પુસ્તકો મંગાવી તે ધોરણ હાથ ધર્યું. પણ તેથી ગુંચવાડો વધ્યો, કારણ બંન્ને રીતીઓનાં ગણિત—રાશી, ગ્રહો વગેરેમાં ૨૨ અંશનો જે ફેર આવતો હતો, તે કોઇ સમજાવી શકયું નહી.

આ અરસામાં ઇંગ્લંડના પ્રખ્યાત જોશી "સેફારીયલ"નું "એ મેન્યુઅલ ઑાવ ઍસ્ટ્રોલોજી" નામનું પુસ્તક ઇંગ્લંડથી મળ્યું, અને જોશી સોમેશ્વરનો પહેલીજ વાર મેળાપ થયો. બંને તરફનો ખોલાસો એકસરખો અને સંતોશકારક મળ્યો. જોશી સોમેશ્વરે આ વિદ્યાનાં મૂળ-તત્વો ઘણી સારી રીતે સમજાવ્યાં, અને પછી તેમનાં પુસ્તકો મારી નજરે ખુલ્લાં થઈ ગયાં.

પછી સગાંઓ અને મિત્રોના ટપકા મેળવી અભ્યાસ ચાલુ કર્યો. નોકરીની રોકાણો પછી રોજ રાત્રે મળતા માત્ર એકાદ બે કલાક આ અભ્યાસ પાછળ રોકતાં મને ધારવા કરતાં વધુ ફત્તેહ મળી.

મારા મુરબ્બીના ટપકા ઉપરથી તેમને કહેલી વિગતો ખરી પડવાથી તેમની તરફથી પ્રગટ થતાં જાણીતાં **ચૅરાગ** ચોપાન્યામાં એ વિદ્યા બાબે લખાણ કરવાની તેવણે મને ભલામણ કીધી. પહેલો હફતો પ્રગટ થવા સાથે એ બાબદ ચોપાન્યાંના આકારમાં જુદી જાળવી રાખવા માટે કેટલેક ઠેકાણેથી ભલામણ થઈ. મેં તે ખુશી સાથે ઉપાડી લીધી. મને મળતી કમફુરસદને લીધે, અને આ બાબદના ટેકામાં વરશો પર વાંચેલાં પુસ્તકોની યાદ તાજી કરતાં આ બાબદ સીલસીલાબંધ લખાઇ નથી, તે છુટા છવાયા કકડા તુકલા રૂપે છે. પણ વિચારવંત વાંચનારાઓને તેમાંથી ઘણું જાણવાનું મળશે. આ બાબદને હજી બહુ લંબાવી શકાય એમ હોવા છતાં **ચૅરાગ** ઉપર તેનું ચાલુ દબાણ બહુ થવાથી, અને ધારવા કરતાં તેમાં પુરતો ખોરાક રજુ થવાથી, તે બંધ કીધી.

આવાં એક ચોપાન્યાંની કશી કીંમત રાખવા કરતાં તે તદ્દન મુફત વહેંચવાથી જ્યોતિષ વિદ્યાની સારી સેવા બજાવી શકાય, એવો મારો વિચાર હતો. પણ તેનો ખર્ચ માથે ઉઠાવવા જેવી મારી ગુંજાસ ન હતી. આ લખાણનો પહેલો હફતો પ્રગટ થતાંજ તેની કદરશનાસી તરીકે એક ઝઇફ જરથોસ્તી બાનુએ મારીપર રૂા. ૨૫) મોકલી આપ્યા, અને તે પછી જ્યોતિષને લગતાં કેટલાંક બારીક કામોની મહેનત માટે મને મળેલા બદલાની રકમ આ કામમાંજ વાપરવાનો મેં ઠરાવ કીધો.

જ્યોતિષ વિદ્યાનો પારસી કોમમાં છુટથી ફેલાવો કરવાની મારી હોંશ જોઈ મારા મીત્ર મી૦ હોરમસજી સોરાબજી મીસ્ત્રી ("હરમીસ") તરફથી એ વિદ્યાનું જ્ઞાન ઘણીજ સહેલ અને સરળ રીતે આપવા માટે એક પુસ્તક લખવાની ભલામણ થઈ. પણ તે પ્રગટ કરવાની મારી મુંજાસ ન હોવાથી પ્રગટ કરવાનું કામ તેવણે માથે લેવા ખુશી દેખાડી છે, અને મારા ટુંક અભ્યાસ અને અનુભવનો લાભ પારસી અભ્યાસીઓને ટુંક મુદ્દતમાં આપવાની હુ ઉમેદ રાખું છું.

આ લખાણને ટેકો આપનારૂં એક લખાણ એક થિઓસોફીકલ માસીક ચોપાન્યામાં પ્રગટ થયલું હતું, અને તેનો તરજુમો મીસ મહેર-બાઈ દાદીશેઠે વૈરાગમાં પ્રગટ કરવા મોકલ્યો હતો, તે આ ચોપાન્યાંમાં સમાવી દેવાનું વાજબી ધારવામા આવ્યુ છે.

તુલસીકુંજ, નવસારી, }
તા૦ ૧-૫-૧૭. }

અરદેશર નશરવાનજી બીલીમોરીઆ.



# જ્યોતિષ વિદ્યા:

## તેની તુલોતવીલ તપાસ.

---

[ ૧ ]

"For I dipt into the future, far as human eye could see,
Saw the vision of the world, and all the wonders that would be."

—TENNYSON.

" કારણ કે જ્યાં સુધી માણસ જાતની નજર પહોંચી શકે ત્યાં સુધી મેં ભવિષ્યનાં ભિત્તરમાં ડુબકી મારી—દુન્યાનો ચીતાર અને ભવિષ્યમાં બનનારી સઘળી અજાયબીઓ મેં જોઇ."—ટેનીસન.

### શરૂઆત.

ઇન્સાન જાતની રોજીંદી જીંદગીની રાહબરી માટેના પુરાતન જમાનાની અતી કિંમતી અને ઉપયોગી વિદ્યાઓમાં જ્યોતિષ વિદ્યા મુખ્ય છે. જેમ બીજી પુરાતન વિદ્યાઓ માણસ જાતના સ્વાર્થ અને લોભને લીધે હસીમાં અને હીનપસ્તીમાં આવી પડી, તેમ જ્યોતિષ વિદ્યા પણ તેના અભ્યાસી વર્ગની અનેક ખામીઓને લીધે આજે હસીમાં આવી પડી છે. એ વિદ્યાનું નામ આજે શરમનું કારણ થઇ પડયું છે, અને એનો અમલ કરનારાઓ તેમજ લાભ લેનારાઓ આસપાસનાઓની હસીમાં આવી પડવાની ધાસ્તીથી કાંઇક બાગે ચોરી છુપીથી તેનો અમલ કરતા કે લાભ લેતા જણાય છે.

કોઇ પણ વિદ્યા માણસ જાતના અભ્યાસને લાયક થવા માટે તે માણસ જાતના તન, મન કે આત્માની—કોઇ પણ જાતની—ખીલવણીની નેમ ધરાવતી હોવી જોઇએ. જ્યોતિષ વિદ્યા એવી કોઇ લાયકાત ખરેખર ધરાવે છે કે નહિ તે આપણે આગળ તપાસીશું. સાધારણ રીતે જેઓ

એ વિદ્યાને હસી નાખે છે તેઓનું કહેવું એવું છે કે એ વિદ્યા માણસના મનને વહેમી બનાવે છે. એ એક ઠગાઈ ભરી વિદ્યા છે. અને જે દાવો તે કરે છે, તે દાવાને તે લાયક નથી.

હિંદુસ્તાનને અને જ્યોતિષ વિદ્યાને એટલો અતલગનો સંબંધ છે કે એ બે કદી જુદાં પડી શકે નહિ. જ્યોતિષ વિદ્યા હિંદુ ધર્મ પુસ્તકોમાં "વેદની આંખ" ગણાય છે. છતાં હિંદનાં બાળકોને શીખવવામાં આવતી ચોપડીઓમાં હિંદુઓને હાથે લખાયલા પાઠોમાં જ્યોતિષ વિદ્યાને વહેમ ગણી ધિક્કારવામાં આવી છે. અને તેની દલીલ તરીકે એવી તકરાર રજુ કરવામાં આવે છે કે, જો જ્યોતિષ વિદ્યા ખરી હોય તો "વૈદનાં મરે નહિ, ને જોશીનાં રાંડે નહિ." આ કહેવત કઈ જાતનાં ડહાપણથી રચાયલી છે તે સમજી શકાતું નથી. કારણ, જો એ કહેવતને આધારે જ્યોતિષ વિદ્યા એક વહેમ હોય તો વૈદક વિદ્યા પણ તેમજ ગણાવી જોઇએ, અને તેથી વૈદક વિદ્યાનો આશરો લેનારાઓ પણ વહેમી ગણાવા જોઇએ!

ઓગણીસમી અને વીસમી સદીમાં સુધરેલી દુન્યામાં થયલી ચોંકાવનારી અને ચમત્કારીક શોધો માટે જો અઢારમી સદીમાં કોઇએ આગાહી કીધી હોત તો તેવી આગાહી કરનારને કેવી ઉપમા મળત તે જણાવવાની જરૂર નથી. છતાં આજે આપણે જોઇએ છીએ અને અનુભવીએ છીએ કે જે પુરાતન જમાનાની વાતો "ઓરંગા" રૂપે હસી કાઢવામાં આવતી હતી, તે ખરેખર બનતી જાય છે. અને આ સઘળા ચમત્કારો માત્ર વિદ્યાના ઉંડા અભ્યાસનું—જ્ઞાનનું—પરિણામ છે. પણ આવું જ્ઞાન દુન્યામાં સઘળાજ ધરાવતા નથી.

"દોરડાં વગર તારના સંદેશા મોકલવાની" કળા (Wireless Telegraphy) સઘળાંજ ભેજાંમાંથી જન્મ પામતી નથી. છતાં તે ખોટી છે એમ હસી કાઢવાની હિંમત કરનાર પોતાની મગજ શકિતનું તોલ કરાવે છે. એક વિદ્યા આપણે સમજી નહિ શકીએ, અથવા તેને લગતું જ્ઞાન મેળવવાની આપણી મરજી ન હોય, એટલાજ માટે તેને વહેમ ગણી હસી કાઢવામાં વિવેક સમાયલો નથી.

# " વહેમોનાં ભિત્તરમાં સચાઇ સમાયલી છે, "

પણ તે જોવાને ઉંડી નજર શકિતની જરૂર છે. પેગાંમ્બરો, ફીલસુફો અને કવિઓ આજના " પરિક્ષકો " અને " નુકતેચીનો "ની નજરે બેશક વહેમીજ ગણાય. પણ તેથી તેઓની પેગમ્બરી, ફીલસુફી અને કવિતાઇ શકિતને હીણું લાગતું નથી, કે તેમની અસરમાં સહેજ પણ ફેર પડતો નથી. ગ્નાન બહોળું છે—તે જગતમાં અનેક રૂપે મળે છે. પણ તે મેળવવા માટે શકમંદ મન નથી જોઇતું. તેને માટે સ્વતંત્ર વિચાર શકિત, આતુર મન, નમ્રતા, ખરૂં જાણવાની ખાહેશ ખાસ અગત્યનાં છે.

જયોતિષ વિધા એક જડ અથવા ખાકી વિધા નથી. તે મીનોઇ વિધા છે—કારણ તે માત્ર ચોપડીનાં વાંચનથી નથી મળતી. તેને માટે કુદરતી લાયકાતની જરૂર રહે છે, અને જે મન પુરતી રીતે કેળવાઇને તૈયાર થયલું હોય છે, તે મન એ વિધાનો સૌથી સરસ લાભ આપી શકે છે. એ વિધા ધર્મનો એક ભાગ છે. પુરાતન આર્યન તેમજ સેમીટીક ધર્મ પુસ્તકોનો એ એક અગત્યનો ભાગ હતો. વેદના અંગોમાંનુ તે મુખ્ય અંગ—નેત્ર—ગણાય છે. પારસી ફીલસુફીને લગતાં બાકી બચેલાં કકડા બુકલા રૂપી પુસ્તકોમાં " બુન્દહેશ " જયોતિષના ખુલ્લા ઇશારાઓ કરે છે. જરથોસ્તી ધર્મ પુસ્તકોને જયોતિષ વિધાની રોશનીમાં ઉકલાવવાની " સાંજ વર્તમાન "ના અંકોમાંની મી૦ બહેરામજી ડોસાભાઇ બસલાની કોશેશ જેમના જોવામાં આવી હશે તેઓની ખાત્રી થઈ હશે કે જરથોસ્તી ધર્મ જયોતિષ વિધાની ફીલસુફીથી ખાલી નથી. " જામાસ્પી " જયોતિષ વિધાનું એક કિંમતી પુસ્તક છે.

દુન્યાના જંગલી કે સુધરેલા કોઈ પણ મુલકમાં કોઈ પણ જમાનો એવો નથી ગયો કે જે વખતે એ વિધાનો અમલ ત્યાં જાહેર કે છુપી રીતે ચાલુ રહ્યો ન હોય. દુન્યા જગતનો એક ભાગ છે, અને જગતના બીજા ભાગો—તારા, સેતારાઓ—સાથે તે જે સંબધ ધરાવતી આવી છે, તે સંબંધ કેવા પ્રકારનો છે, તે સંબંધની આ દુન્યા પર કેવી અસર થાય છે, તે જંગલી કે સુધરેલી પ્રજાઓના વિદ્રાન વર્ગનાં અવલોકનની

બહાર નથી. સદા તેનું અવલોકન થતું રહ્યું છે, અને તેથી આજેના જમાનાનો ઇંગ્લંડનો પ્રખ્યાત જોશી એલન લીઓ વાજબી રીતે નીચલી ટીકા કરે છે:—

"Indeed there are people living to-day, whose names would come as a great surprise to many, who are very earnest and loyal students of astrology, but . . . . . . if some devoted student with the time at his disposal could go through the world's history it would be found that there has always been a universal belief in Astrology, and quite sufficient evidence to establish the truth of the statement that Astrology is in a word the history of the world."

—ALAN LEO.

"ખરેખર આજે એવા ઘણા લોકો હૈયાત છે, કે જેઓનાં નામો ઘણાઓને બહુ અજાયબી પમાડશે, અને જેઓ જ્યોતિષ વિદ્યાના ઘણા આતુર અને મક્કમ અભ્યાસીઓ છે, પણ . . . જો કોઇ ફુરસદ ધરાવનાર અભ્યાસી દુન્યાની તવારીખ તપાસી જાય તો તેને માલમ પડશે કે જ્યોતિષ વિદ્યા સદા સામાન્ય રીતે મનાતી આવી છે, અને ટુંકમાં એ વિદ્યા તેજ દુન્યાની તવારીખ છે, એવી હકીકતની સચાઇ સાબેત કરવા માટે પુરતા પુરાવા તે મેળવશે."

પણ જેઓ જ્યોતિષ વિદ્યાનું નામ સાંભળતાં માત્ર "સુધરેલા" અને "કેળવાયલાઓ"માં ખપવા માટેજ અને "વહેમી" ગણાવાની ધાસ્તીને લીધે સુગાઈ ઉઠે છે, તેઓમાં એવા કેટલા છે કે જેઓ વિચાર શકિતનો સ્વતંત્ર ઉપયોગ કરીને એ વિદ્યાના ખરાપણાં માટે પુરતી તેહકીક કરી તે ખરી જણાતાં તેની હિંમતથી હીમાયત કરવા તૈયાર થાય?

"To those who really think, there is nothing in the least unreasonable in Astrology, but they must think for themselves, and not allow other to think for them if they would find out where the reason lies."—ALAN LEO.

"જેઓ ખરેખર વિચાર કરતા હોય તેઓ માટે જ્યોતિષ વિદ્યામાં ગેરવાજબી કશું નથી, પણ તે વાજબીપણું કયાં સમાયલું છે, તે જોવા માટે તેઓએ પોતા માટે પોતે વિચાર કરવો જોઇએ; પોતાની વતી બીજાઓને વિચાર કરવા દેવો ન જોઈએ."—એલન લીઓ.

જ્યોતિષ વિદ્યા એક અખતરારૂપી—અનુભવથી સિદ્ધ થઈ શકે એવી—વિદ્યા (Science) છે. તેના ખરાપણાની સાબેતી માટે દરેક માણસે જાતે તોલ કરવાનું છે. બીજાઓ અમુક વિચારો ધરાવે છે માટેજ એ વિદ્યા ખોટી, ભુલભરેલી, કે વહેમી છે એમ માની લેવું એ વિચારનું સ્વતંત્રપણુ કહેવાય નહિ. એ વિદ્યાનાં ખરાપણાની સાબેતી સહેલ છે. તે અનુભવથી મેળવી શકાય છે. એક જન્મના ખરા નોંધાયલા વખત ઉપરથી બારીક ગણત્રીને આધારે એક માણસની જીંદગીના દિવસે દિવસનું ફળ ખાત્રીપુર્વક રીતે વરતી શકાય, એમ કહેવું સહરાગત ભર્યું નથી. એમ છતાં જ્યોતિષ વિદ્યાને આધારે જણાવેલી બાબદો કેટલીકવાર ખોટી પડે છે તેનું કારણ શું, એવો સવાલ કુદરતી રીતે વાંચનારાઓના મનમાં ઉભો થવોજ જોઇએ. આ સવાલ અતી અગત્યનો છે, અને આ બાબદની બારીક તપાસ દરમ્યાન એ અગત્યના સવાલ ઉપર લંબાણથી વિવેચન કરવાની ધારણા રાખવામાં આવી છે; એટલે આગળ ચાલતાં એ સવાલનો સંતોષકારક ફડચો કરવાની તજવીજ કરવામાં આવશે.

આ બાબદના શરૂઆતના તબક્કામાં તો માત્ર જ્યોતિષ વિદ્યા તરફ વાંચનારાઓનું ધ્યાન ખેંચવાની, અને જેઓમાં લાયકાત હોય તેઓને એ વિદ્યાની જાતે તપાસ કરવાને લલચાવવાની નેમ રાખવામાં આવી છે. કોઈ પણ વિદ્યા કે બાબદ ખરી અને ભરોસેદાર છે કે નહિ તે માટે બીજા માણસના વિચાર કે મત ઉપર આધાર રાખવો તે વાજબી ગણાય નહિ. દરેક બાબદની જાતી શોધખોળ અને તપાસથી જે લાભ થાય છે, તે બીજી કોઇ રીતે થઇ શકતો નથી. આટલા માટે જ્યોતિષ વિદ્યા તરફ જેઓને વહેમ, વસવસો, અણગમો કે ધિક્કાર હોય, તેઓ જો ખરેખર એક ખોદાઈ એલમની તપાસ કરી તેને ઈન્સાફ આપવા ચહાતા હોય, તો તે વિદ્યાનો અભ્યાસ કરી ઘટતી તહેકીક પછી મત બાંધે તો આ લખનારની ખાત્રી છે કે તેઓને પોતાનું આગલું મત ફેરવવાની જરૂર પડયા વગર રહે નહિ. એક માની લીધેલું મત ખોટું છે, અને પોતે ભુલ કરતા આવ્યા છે, એવું જણાવા પછી ખરાં અને ખુલ્લાં દીલથી પોતાની ભુલ સુધારવી, અને પોતાનું મત ફેરવવું, એ ખરી કેળવણીની અને ખરા "સુધારા" ની નિશાની છે.

"There is, perhaps, not more than one good way of proving or disproving the truth on any question at issue and that is by going thoroughly into the question yourself, and taking the trouble to tabulate the results from the evidence you can collect. This is a long and tedious process, at least where Astrology is concerned."—ROLLO IRETON.

"તકરારમાં આવી પડેલા કોઇ પણ સવાલની સચાઇ સાબિત કરવા કે રદ્દ કરવાનો માત્ર એકજ ફાયદાભર્યો રસ્તો છે. અને તે એ કે તે સવાલની સંપુર્ણ રીતે જાતે તપાસ કરવી. અને જે પુરાવાઓ એકઠા કરી શકાય તે ઉપરથી પરિણામોની નોંધ લેવાની મહેનત કરવી. આ કામ જ્યોતિષ વિદ્યાના બાબમાં ઘણું લંબાણ અને કંટાળા ભરયું છે."—રોલો આયર્ટન.

પણ જ્ઞાન મેળવવા માટે "બાદશાહી રસ્તો" હોતો નથી. ખાસ કરી બીકટ વિદ્યાઓની તપાસ કરવાનું કામ સહેલ હોતું નથી.

જ્યોતિષ વિદ્યા એક એવી વિદ્યા છે કે જેની તપાસ ખાસ કરી જાતે કરવાની નહિ મટે એવી જરૂર છે. એક જોશીની કહેલી વિગત ખોટી પડવાથી તે આખી વિદ્યાજ ખોટી છે એમ માની લેવું ડહાપણ ભર્યું ગણાય નહિ. કારણ જાતી તપાસ ઉપરથી માલમ પડે છે કે એ વિદ્યાના ખરાપણાનું તોલ અભ્યાસથી જેવું થઇ શકે છે, તેવું બીજી કોઈ રીતે થતું નથી. જેઓમાં અભ્યાસ કરવાની લાયકાત ન હોય, અથવા જેઓ આ મુસ્કેલ બાબદ પાછળ પોતાના મગજને ઘસવા રાજી ન હોય, તેઓ માટે સંતોશકારક રસ્તો માત્ર એટલોજ રહે છે કે એ વિદ્યાની તપાસ કરવા માટે ચોક્કસ રીતે નોંધેલા વખતને આધારે કોઈ જન્મ કુંડળી કે કોઈ સવાલ એકાદ ખરેખરા બાહોશ જોશી પાસે તપાસાવવો. તેમ કરાવતાં પણ કેટલીક વાર સંપૂર્ણ સંતોશ નથી મળતો એમ આ લખનાર અનુભવથી જાણે છે, અને વાંચનારાંઓમાંના ઘણાકો તેમ જાણતાં હોય એ કુદરતી છે. એમ બનવાના વિગતવાર કારણો આગળ રજુ કરવામાં આવશે, જે ઉપરથી જણાશે કે એ વિદ્યા ખરેખર ખોટી નથી, પણ તેની તપાસ કરવાની રૂઢી ઘણીવાર ખામી ભરી રહેવાથી તે સંતોશકારક જણાતી નથી.

[૨]

સઘળી પુરાતન આર્યન અને સૅમીટીક પ્રજાઓને લગતા ધર્મોમાં અને તે પ્રજાઓને લગતા રેવાજો અને કાનુનોમાં જ્યોતિષ વિદ્યા એક કે બીજે રૂપે હસ્તી ધરાવે છે એ વાત અભ્યાસીઓને અંજાણી નથી. એ વિદ્યા ઉપરનો અમલ દુન્યાની કોઈ પણ પ્રજામાં, કોઈ પણ જમાનામાં બંધ થયો હોય એમ જણાતું નથી. માણસનું મન જીજ્ઞાસાથી ભરેલું છે, અને તે આ જીંદગીને લગતાં ભવિષ્યનાં ભિત્તરમાં ડોકયું કરવાની કોશેસ કરતું રહ્યું છે, એટલુંજ નહી, પણ ભવિષ્યની જીંદગીના ભેદો જાણવાને પણ સદા તત્પર જણાયું છે, તેના ખુલ્લા પુરાવાઓ ધર્મોને લગતી તવારીખો આપણને પુરા પાડે છે.

અત્રે જણાવવું વ્યર્થ ગણાશે નહી કે જ્યોતિષ વિદ્યા—ખાસ કરી હિંદુ જ્યોતિષને લગતો ઈલ્મ—માણસની આ જીંદગીનાં ભવિષ્યને લગતી હકીકત વર્ણવે છે એટલુંજ નહી, પણ તે માણસની ભવિષ્યની જીંદગીનો ખ્યાલ આપવાને શકિતવાન હોવાનો પણ દાવો કરે છે. વળી પૂર્વ જન્મની માણસની હકીકત જણાવવા માટેના પણ એ વિદ્યામાં કાનુનો સમાયલા છે. આ દાવો સાધારણ વાંચનારાઓને હસવા સરખો લાગે તેમાં નવાઈ નથી. પણ પશ્ચિમ તરફના વિદ્વાન ઇગ્રેજ જોશીઓ વટીક આજે લાંબી તકરારો પછી માણસની જન્મ કુંડળી ઉપરથી પાછળ હઠીને "આધાન કાળ" (time of conception) નક્કી કરવા જેટલી હદ ઉપર તો જઈ શકયા છે. તેમજ "આધાન કાળ"ની નોંધ લઈને જન્મ પુરૂષ કે સ્ત્રીનો થશે, અને તે કયે વખતે થશે તે નકકી કરવા સુધીનું જ્ઞાન તો મેળવી ચુકયા છે.

હિંદી જ્યોતિષ વિદ્યામાં આધાન એટલે માણસનું બીજ પડવાને લગતા વખત ઉપરથી ઉપજાવેલી કુંડળી ઉપરથી અનેક બાબદો વર્ણવવા માટે એક ખાસ પ્રકરણ છે, તેમજ નિર્વાણ એટલે મરણ પછીની સ્થિતિનું વર્ણન આપવા માટે જુદું પ્રકરણ છે. વળી મરણના વખતની ચોકકસ નોંધ વટીક જ્યોતિષ વિદ્યામાં આ કામ માટે બહુ ઉપયોગી થઈ પડે છે. પણ આ વિષયો જેમ સાધારણ વાંચનારાઓનાં મગજમાં સહેલથી ઉતરી શકે નહી, તેમ તે ઘણા બાકટ હોવાથી આ જગ્યે તે માટે માત્ર ઈસારોજ કરવાની ધારણા રાખવામાં આવી છે. અલબત, સંજોગો

અને તક જોઈ તે વિષય ભવિષ્યમાં વિસ્તાર પૂર્વક દર્શાવવાનું હાલ તુરત મુલતવી રાખીશું. શરૂઆતમાં તો જ્યોતિષ વિદ્યા શું છે, તેનો પાયો શા ઉપર રચાયલો છે, અને તે માણસ જાતના અભ્યાસ માટે લાયક થવા માટે કેવા પ્રકારનો દાવો કરે છે, તે તપાસવાની જરૂર છે. આ તપાસ દરમ્યાન પશ્ચિમ તરફની આજની વિદ્યા (Science) ની જુદી જુદી શાખાઓએ જે બાબતોને નક્કી થયલા નિયમો તરીકે પુરવાર કરી આપેલી છે, તે બાબતોના ઉંડાણમાં ઉતરવાની જરૂર રહેશે નહી, તેવી બાબતો સિધ્ધ થયલા કાયદા તરીકે વાંચનારાંઓ સ્વીકારે છે એમ માનીનેજ તે બાબતોને આ વિષયના ટેકામાં જરૂર પડવે લઇશું.

૧. માણસ દુન્યાનો એક ભાગ છે; દુન્યા સૂર્ય મંડળનો એક ભાગ છે; સૂર્ય મંડળ આખા જગતનો એક ભાગ છે.

૨. સઘળી જાનદાર કે જાન વગરની વસ્તુઓ કુદરતના અરસપરસનાં ખેંચાણના એક અણદીઠ કાયદાથી ટકી રહી છે, અને પોતાની ગતીમાં રહી શકે છે. જો તે કાયદો હસ્તી ધરાવતો બંધ પડે તો જગતમાં એક ભારી ગોટાળો (Chaos) થઈ રહે. પૃથ્વી, ગ્રહો વગેરે પોતાની ગતીમાં આ કાયદાને આધારે ટકી રહેલાં છે.

૩. આખું જગત એક ચોકકસ તત્વમાં તરતુ છે, કે જે તત્વનાં ઘટ સ્વરૂપને આપણે હવા કહીએ છીએ. આ તત્વ એક ઠેકાણેના અસરને બીજે ઠેકાણે લઇ જવામાં મદદ કરે છે.

૪. આવી રીતે એક ઠેકાણેની અસર બીજે ઠેકાણે લઇ જવાનું કામ ધ્રુજારી, ધ્વની કે વાઇબ્રેશન્સ મારફતે થાય છે.

૫. ગતી અથવા હિલચાલથી ધ્રુજારી અથવા વાઇબ્રેશન્સ ઉત્પન્ન થાય છે. ધ્રુજારી આવાજ, રંગ અને રૂપને ઉત્પન્ન કરે છે.

૬. જગતમાં દેખાતાં સઘળાં રૂપો ઉંચા કે હલકી ધ્રુજારીઓનું પરિણામ—અલંક ધ્રુજારીઓનો સમુદાય—છે.

૭. આટલા માટે જગતમાં થતાં નાનાં કે મોટાં, ઉચાં કે હલકાં કામોની અસર નાના કે મોટા પ્રમાણમાં, દેખીતી કે અણદીઠ રીતે આસ પાસ સઘળે થાય છે.

ઉપલા નિયમો આજના પશ્ચિમ તરફની આગળ વધેલી વિદ્યાએ સ્વિકારેલા કાનુનો છે, અને તેમાંના કેટલાક નિયમો ઇંગ્રેજી સાતમાં

ધોરણમાં શીખતો એક વિદ્યાર્થી વટીક જાણે છે. માટે કેળવાયલા પુરૂષોથી આ નિયમોનું ખરાપણું ના પાડી શકાય એમ નથી. આટલું સિધ્ધ થયલું માની આપણે હવે આગળ ચાલીશું.

ખગોળ વિદ્યા ( Astronomy ) સૂર્ય મંડળને લગતું બાકી જ્ઞાન આપનારી વિદ્યા છે. તે દુન્યાના જેટલી જુની છે. જ્યોતિષ વિદ્યા એ ખગોળ વિદ્યાનું આગળ વધેલું બાતેનનું રૂપ છે, ખગોળ વિદ્યાનાં સિધ્ધાંતો માનવાં અને જ્યોતિષ વિદ્યાનાં સિધ્ધાંતોને વહેમ ગણી હસી કાઢવાં, એ મનનું સાંકડાપણું—ઘોર અજ્ઞાનપણું—દેખાડે છે. ખગોળ વિદ્યાનાં નીચલાં સાધારણ સિદ્ધાંતો સર્વમાન્ય છે.

૧. પૃથ્વી, ચંદ્ર અને સઘળા ગ્રહો ગતી ધરાવે છે. આ ગતી સરખી નથી. કેટલાક ગ્રહો ઉતાવળી ચાલના અને કેટલાક ધીમી ચાલના છે. વળી ગ્રહોની ગતી હંમેશ એક સરખી નથી. કેટલાકો પોતાની ગતીમાં ફેરફાર કરે છે. કેટલાક ગ્રહો ચોક્કસ વખતે ચોક્કસ મુદત સુધી પોતાના માર્ગમાં પાછા હટે છે, સ્થિર થઈ જાય છે, અને વળી પાછા આગળ ચાલે છે.

૨, પૃથ્વી અને ગ્રહોની ગતીથી દિવસ અને રાત, રૂતુઓ, તોફાનો, ગ્રહણો, ભરતી અને ઓટ, વગેરે થાય છે.

૩. આ સઘળા દુન્યામાં થતા ફેરફારો—ગ્રહોની ગતી એકસરખી ન હોવા છતાં—**ગણત્રીથી વર્ષો અગાઉથી ચોક્કસપણે કહી શકાય** છે. આવા વરતારા માત્ર દીવસોથી નહીં પણ કલાકોથી વટીક ચોક્કસ રીતે કહી શકાય છે.

ઉપલા ખગોળ વિદ્યાનાં કાનુનો કોઈ પણ વાંચનારથી ના પાડી શકાય તેમ નથી; કારણ તે દુન્યાના મહાન વિદ્વાનોએ સાબેત કરી આપેલા છે, અને તેનો અનુભવ સહેલથી મેળવી શકાય છે.

હવે જો ખગોળ વિદ્યાનીજ માફક જ્યોતિષ વિદ્યાના કાનુનો સાબેત કરી શકાતા હોય, જો તે પણ અનુભવને આધારે તપાસી શકાતા હોય, તો તે વિદ્યાને ખરી તરીકે માનવામાં વાંધો શો હોય? પણ તેવા પાકા અને મુસ્તકીમ પુરાવાઓ છતાં એ વિદ્યાના ખરાપણાં માટે શક લઈ જવાની હદ કરવામાં આવે, એ વિદ્યાને વહેમ ગણી હસી કાઢવામાં આવે, તો તે માત્ર મનનું સાંકડાપણું અને હઠીલું નાસ્તીકપણુંજ ગણાય,

જ્યોતિષ વિદ્યાનો આધાર કયા પુરાવાઓ ઉપર છે તે અત્રે દર્શાવવા પહેલાં ઉપર રજુ કરવામાં આવેલા સઘળા કાનુનો ધ્યાનમાં રાખવાની ખાસ જરૂર છે; કારણ જે નિયમો અને કાયદાઓ પર ખગોળ વિદ્યાનો પાયો રચાયલો છે, તેજ નિયમો પર જ્યોતિષ વિદ્યાનો પણ આધાર છે.

જ્યોતિષ વિદ્યા એ માણસના જન્મ વખતે જુદા જુદા ગ્રહોની સ્થીતિની લીધેલી નોંધ ઉપરથી કીધેલી ચોકકસ ગણત્રીઓને આધારે તેની જીંદગીથી મરણ સુધીમાં થનારી ભરતી ઓટ, તોફાનો, ગ્રહણો, સારી માઠી ઋતુઓ, વગેરેનો ખાત્રી પુર્વક વરતારો કરનારી વિદ્યા છે. એ વિદ્યાની સામે એના હરિફો જે મુળ વાંધો રજુ કરે છે તે એજ કે એક ગ્રહ આકાશમાં ચોકસ સ્થીતિમાં હોય તો તેથી એક માણસની સારી કે માઠી સ્થીતિ પર કેમ અસર કરી શકે! જ્યોતિષ વિદ્યાને આધારે એવું માનવામાં આવે છે કે ચંદ્રને ખરી, હાંફણ, ઘેલાપણું વગેરે કાતેલ દરદો સાથે અતલગનો સંબંધ છે. આ એક દાખલો છે; પણ એવા દાખલાઓને જ્યોતિષ વિદ્યાના હરિફો હસી કાઢે છે. તેઓને નીચલો જવાબ એક યુરોપ્યન વિદ્વાન તરફનોજ હોવાથી કદાચ સંતોષ આપશે:—

"I trust it will be understood that I am not holding a brief for the astrologer. All I am trying to do is to explain his professions, and to survey them with a judicial impartiality. There is a sense in which everybody undoubtingly accepts the reality of planetary influences. Whatever fecundating forces exist in earth or sea are dependent upon the light and heat emitted by the sun. Not only is this so, but a great number of the broader problems of anthropomorphology are created by them, and the division of mankind into races which vary widely in complexion, in character, and in corporeal build is very largely determined by the solar influences. Again, but for the influence of the moon our oceans would be without tides, and our weather would be much less varied than it is. Yet again, there is no astral body which does not exercise a precisely

proportioned force of gravitation upon us. With these facts before us we are certainly not justified in any *prima facie* disdain of the astrologer's pretences. We know that amidst the teeming millions of the earth there is not a man whose whole existence is not moulded and modified by solar influences, and in admitting that fact we have conceded a principle, the effects of which we are at liberty to restrict or expand only in accordance with the evidence presented."—MERLIN in the "*Referee,*" 14th Sept. 1902.

"હું આશા રાખું છું કે હું કોઈ જોશીની હિમાયત કરવા બહાર પડયો છું એવું માનવામાં આવશે નહિ. હું માત્ર જ્યોતિષ વિદ્યાનાં મતો સમજાવવાની અને ઇન્સાફી અપક્ષપાતપણાથી તેમની તપાસ કરવાની કોશેશ કરૂં છું. ગ્રહોની અસરનું ખરાપણું ચોક્કસ મતલબે તો દરેક જણ વગર શકે માને છે. જમીન ઉપર અને દરિયામાં જીવન શકિત ઉત્પન્ન કરનાર જે શકિતઓ હસ્તી ધરાવે છે તે સૂર્યની રોશની અને ગરમીને આભારી છે. એટલુંજ નહીં પણ સઘળી જાનદાર પેદાયશની ઉત્પતિ માટેના વધારે બહોળા સંખ્યાબંધ સવાલોનો આધાર પણ તે રોશની અને ગરમી ઉપરજ છે, અને ચહેરા, રંગ રૂપ, શરીરના બાંધા અને ચાલચલણમાં એકેકથી જુદી પડતી માણસ જાતની અનેક પ્રજાઓમાં ચયલી વહેંચણી પણ ઘણે મોટે ભાગે સૂર્યની અસરને આભારી છે. વળી ચંદ્રની અસર વગર આપણા મહાસાગરો ભરતી ઓટ વગરના થઇ પડતે, અને આપણી રૂતુઓ હમણાના કરતાં ઓછા ફેરફારવાળી રહેતે. વળી એક પણ આકાશી ગ્રહ એવો નથી કે જે કુદરતના ખેંચાણ શકિતને લગતા કાયદાનો અમલ બંધ બેસ્તાં પ્રમાણમાં આપણી પર ચલાવતો ન હોય. આપણી સન્મુખ આવી હકીકતો રજુ થવા છતાં પહેલીજ નજરે જ્યોતિષ વિદ્યાના દાવાને ધિક્કારી કાઢવામાં આપણે વાજબી ગણાઇએ નહીં. આપણે જાણીયે છીએ કે પૃથ્વિ ઉપરના કરોડો માણસોની સંખ્યામાં એક પણ માણસ એવો નથી કે જેની આખી જીંદગી સૂર્યની અસરથી ઘડાઇ ન હોય, અને તે અસરથી તેની જીંદગીમાં ફેરફારો થતા ન હોય, અને તેટલી હકીકત કબુલ કરવાથી આપણે એક નિયમ સ્વીકારી લઇએ છીએ,

જેની અસરને રજુ થતા પુરાવાઓના પ્રમાણુમાં હદમાં રાખવા કે ખીલવવાની છુટ આપણે ધરાવીયે છીએ. "—**મરહીન (રેફુરી**, ૧૪મી સપટેંબર ૧૯૦૨).

ખગોળ વિદ્યા પ્રમાણે પૃથ્વિથી સૂર્ય ૯,૩૦,૦૦,૦૦૦, માઇલ દુર ગણાય છે. છતાં એક પથ્થરના ટુકડાને છેક તેના ભિત્તર સુધી તપાવવાની સૂર્યમાં શકિત છે. પથ્થર જીવ વગરની વસ્તુ ગણાય છે—જોકે તેની જાતનો જીવ તેનામાં પણ હસ્તી ધરાવે છે. એમ છતાં તે ચોકકસ જાતના વાઇબ્રેશન્સ (ધ્રુજરી) ની અસરને તાબે થાય છે એમ જણાયલું છે. ગંજાવર બાંધકામો ચોકસ વાઇબ્રેશન્સથી તુટી જવાના દાખલા તવારીખમાં નોંધાયલા છે, જે સાબેત કરે છે કે તેવાં વાઇબ્રેશન્સની અસર પથ્થર ગ્રહણ કરી શકે છે. માણસ જાનદાર હસ્તી છે. પથ્થર કરતાં તે અતી ઘણું ચઢયાતું છે. તે પોતે વાઇબ્રેશન્સનો એક સમુદાય છે, અને આસપાસ જગતના વાઇબ્રેશન્સ ગ્રહણ કરવાની તેનામાં શકિત છે. આ વાઈબ્રેશન્સની અસર દરેક માણસ પોતાની ખીલવણીના પ્રમાણમાં (હલકા કે ઉંચી જાતના જેવાં વાઇબ્રેશન્સનો પોતે બનેલો હોય તેના પ્રમાણમાં) ગ્રહણ કરી શકે છે. એક કઠોર રીતે વગાડવામાં આવતું વાજીંત્ર આપણા શરીરમાં ધ્રુજરી પેદા કરે છે—તે કમકમાટની લાગણી ઉત્પન્ન કરે છે. ઉપર જણાવવામાં આવ્યું છે કે ગતીથી અવાજ ઉત્પન્ન થાય છે. માણસના શરીરમાં લોહીની ગતી, પ્રાણની ગતી ચાલુ છે. તે ચોકસ રીતે આપણે સાંભળી શકીએ છીએ. સાદા કાન કરતાં "સ્ટૅથૉસ્કોપ" (ડાકટરની ભુંગળી) ની મદદથી આપણે તે વધારે ખુલ્લી રીતે સાંભળી શકીએ છીએ, અને તે અવાજની મદદથી માણસનાં શરીરની તંદરોસ્ત કે બીમાર હાલતની પરિક્ષા થઈ શકે છે. આપણાં પોતાનાં શરીરમાં થતાં વાઇબ્રેશન્સનો આવાજ જ્યારે આપણે સાદા કાનથી સાંભળી શકતા નથી, ત્યારે હજારો માઇલ દુર રહેલા ગ્રહોની ગતીથી થતાં વાઇબ્રેન્શસનો આવાજ આપણે સાંભળી નહી શકીએ એ કુદરતી છે. પણ તેથી તે વાઇબ્રેશન્સની આપણી જીંદગીપર કશી અસર થતી નથી એમ કહી શકાય નહી.

જગતમાં ચાલી રહેલાં આ ગંજાવર વાઇબ્રેશન્સથી થતા આવાજને ધર્મ પુસ્તકોમાં અનેક નામો હેઠળ ઓળખવામાં આવ્યો છે. નામીચો

કવી શેકશપીયર તેને ફરેસ્તાઓનાં ગાયનની ઉપમા આપે છે, અને નીચલા શબ્દોમાં તેનું આબેહુબ વર્ણન કરે છે:—

"Look! how the floor of heaven
Is thick inlaid with patines of bright gold,
There's not the smallest orb which thou behold'st
But in its motion like an angel sings,
Still quiring to the young-eyed cherubins;
Such harmony is in immortal souls.
But whilst this muddy vesture of decay
Doth grossly close it in, we cannot hear it."

—(*The Merchant of Venice.*)

"જો! આકાશનો તકતો કેવાં સોનેરી પતરાંઓથી ઘટ રીતે મઢી લીધેલો છે! નાનામાં નાનો ગ્રહ જે તું જુએ છે તે પણ એવો નથી કે જે પોતાની ગતીમાં એક ફરેસ્તાની માફક ગાતો ન હોય, અને નાની આંખોવાળા ફરેસ્તાઓનાં ગાયનની સાથે પોતાના રાગને હમસાઝ કરતો ન હોય. આવું ગાયન અમર જીવોમાં પણ છે, પણ જ્યાં સુધી આ મટ્ટીનું નાશવંત શરીર તેને મજબુત રીતે ઘેરી રાખે છે, ત્યાં સુધી આપણે તે સાંભળી શકતા નથી."—(**મરચન્ટ ઓફ વેનીસ.**)

રેલ્વે લાઇનની નજદીકમાં બાંધેલાં ઘરોમાં રહેનારાઓને આટલો તો અનુભવ હોય છે કે એક ટ્રેન પસાર થતી વખતે તેનાં વાઇબ્રેશન્સથી તે આખું મકાન ધ્રુજી રહે છે, અને તે વાઇબ્રેશન્સની અસર તેઓને જણાયા વગર રહેતી નથી. ત્યારે એક રેલ્વે ટ્રેન કરતાં કલ્પી નહી શકાય એટલું બધું વધારે બળ ધરાવનાર સંખ્યાબંધ ગ્રહોની ગતીથી થતાં વાઇબ્રેશન્સની થોડી કે ઘણી અસર આપણી આસપાસનાં વાતાવરણમાંથી બેમાલુમ રીતે પણ આપણને થવીજ જોઇએ, એમ માનવું વિદ્યાનાં સિધ્ધાંતોથી ઉલટું કેમ ગણાય? એક ઝડપથી પસાર થતી રેલ્વે ટ્રેન જો આપણને ધ્રુજાવી શકે, એક કઠોર રીતે વાગતું વાજીંત્ર જો આપણા દીલમાં કમકમાટ ભરી ધ્રુજારી પેદા કરી શકે, એક તદનજ અજાણ્યો પુરૂષ આપણી

સન્મુખ રજુ થતી વેળા કેટલીક વાર તેને માટે આપણને કુદરતીજ અણગમાની લાગણી પેદા થઇ શકે,—કે જે લાગણી આવી જાતનાં વાઇબ્રેશન્સની અસર છે—તો પછી ગ્રહોની ગતીથી થતાં વાઇબ્રેશન્સ તમામ જાનદાર કે જાન વગરની પેદાયશ ઉપર દેખીતી કે બેમાલુમ અસર કાંય નહી પેદા કરી શકે એ સવાલ જ્યોતિષ વિદ્યાના વિરોધીઓ માટે વિચારવા જોગ છે.

***

[ ૩ ]

આગળ જણાવવામાં આવ્યું છે કે ગતીથી વાઇબ્રેશન્સ, અવા,જ રંગ અને રૂપ પ્રગટ થાય છે. હસ્તી માત્ર ગતીનું પરિણામ છે. ગતી બંધ પડવાથી કોઇ પણ ચીજ લય પામે છે. ગતી જેમ કોઇ પણ પેદાયશની હસ્તીનું કારણ છે, તેમ તે તમામ હસ્તીને ટકાવી પણ રાખે છે.

માણસના જન્મ સાથે—બલ્કે ખરી રીતે જોતાં તેના આધાન કાળ એટલે બીજ પડવાના વખત ( time of conception ) થીજ—ગતીની શરૂઆત, એટલે તેની હસ્તીની શરૂઆત થાય છે. તેની હસ્તીની શરૂઆત થઇ એટલે તે જગતના એક ભાગ તરીકે ગણાય છે, અને આગળ જણાવેલા પરસ્પરના ખેંચાણના કાયદાની સત્તા હેઠળ તે આવે છે. માણસની જીંદગીનો આધાર સૂર્ય અને ચંદ્ર ઉપર ઘણે ભાગે છે, એમ શરીર શાસ્ત્રીઓ, ખગોળવેત્તાઓ વગેરે કબુલ કરે છે. સૂર્ય તમામ જીવન શકિતનું મૂળ છે, અને જો કે કેટલાક ખગોળ શાસ્ત્રીઓ સૂર્ય અને ચંદ્રની આ પૃથ્વી ઉપરની અને તમામ જાનદાર પેદાયશ ઉપરની અસર માનવાને આનાકાની કરે છે, યા તેને વહેમી ગણે છે, છતાં જેઓ અવલોકન અને અનુભવને આધારે પોતાનાં મતો જાહેર કરે છે, તેઓ એવી અસર ખુલ્લાં દીલે કબુલ કરે છે. આગળ આપેલાં "મરલીન"નાં મતમાં સચાઇથી વેગળું કશું નથી. રીચર્ડ એ૦ પ્રૉકટર, જે એક નામીચો ખગોળશાસ્ત્રી ગણાય છે, તેના નીચલા શબ્દો ગ્રહોની માણસ અને પ્રજાની જીંદગી પરની અસર માટે બહુ ધ્યાન પુગાડવા જોગ છે. . .

"The heavenly bodies do rule the fates of men and nations in the most unmistakable manner, seeing that without the controlling and beneficent influences of the chief among those orbs—the sun—every living creature on the earth must perish."—*Our Place among Infinities*, p. 313.

"ગ્રહોમાંના મુખ્ય--સૂર્ય—ની કાબુ ધરાવનારી અને ભલી અસરો વગર આ દુન્યાની તમામ જાનદાર પેદાયશ મરણ પામવી જોઇએ. એ હકીકત જોતાં પુરવાર થાય છે કે આકાશી ગ્રહો માણસો અને પ્રજાઓની સરજત ઉપર ઘણી અચુક અસર કરે છે."

જેઓ જ્યોતિષ વિદ્યાને હસે છે, અને ગ્રહોની માણસો ઉપર થતી અસરોને "વહેમ" ગણી ધિક્કારી કાઢે છે, તેઓ માટે રીચર્ડ પ્રૉકટરના ઉપલા શબ્દો વિચારવા જોગ છે. રીચર્ડ પ્રૉકટર આગલા જમાનાનો કોઇ વહેમી ન હતો; તે ઓગણીસમી સદીનો એક અતી બાહોશ ખગોળશાસ્ત્રી હતો, અને તેટલા માટે તેનું મત વજનદાર ગણાવું જોઇએ. તે ગ્રહોને માણસો અને પ્રજાઓની સરજત ઉપર અસર ધરાવતા ગણે છે, અને તેનું મત જ્યોતિષ વિદ્યાની સચ્ચાઇને વગર શકે ટેકો આપે છે.

એક માણસના "આધાન કાળ" (time of conception) વખતે ગ્રહોની સ્થીતિ જે પ્રકારની હોય છે, તે ઉપર જન્મ લેનાર જીવનાં આખાં ભવિષ્યનો તમામ આધાર લટકેલો હોય છે; અને તેટલા માટે હિંદુ શાસ્ત્રોમાં અને જ્યોતિષ વિદ્યાના કાનુનોમાં ચોક્કસ સંસારી કાયદાઓ મુજબ સંસાર ચલાવવાથી આ દુન્યામાં જન્મ પામનાર જીવો તન, મન વગેરેના સંબંધમાં આ દુન્યાને લાભકારકજ નિવડે. આ કાયદાઓનો ભંગ થવાથી ખોડ ખાંપણવાળાં, દુ:ખી, દરિદ્રી, દુન્યા ઉપર શ્રાપ સમાન થઇ પડે એવાં, અથવા ટુંકા આયુષ્યનાં બાળકો જન્મ પામે છે. આ સઘળી વિગતો, "આધાન કાળ" જો નોંધવામાં આવ્યો હોય તો, તે વખતની બનાવેલી કુંડળી પરથી જાણી શકાય છે. પણ આ બાબદ બહુ બારીક છે, અને તેથી તે ખાસ અભ્યાસીઓ માટે છોડી આપણે આગળ ચાલીશું.

એક માતાનાં ગર્ભસ્થાનમાં બહારની વાતાવરણમાં થતા કાઇ મોટા ફેરફારોથી અસર થાય છે, અને તે અસરને લીધે બાળકનાં શરીર ઉપર કાંઇ ખોડખાંપણુ નીકળે છે, તે બીના અનુભવ સિધ્ધ છે. સૂર્ય કે ચંદ્રનાં ગ્રહણુ વખતે એક ગર્ભવંતી સ્ત્રી કે તેણીનો ધણી વટીક કોઇ તિક્ષણુ હથ્યારનો ઉપયોગ કરે તો તેની અસર બાળક ઉપર થયા વિના રહેતી નથી, એ વાતને નાસ્તીક લોકો ભલે ધિક્કારે યા હસે, પણુ તેથી એ કાયદો પોતાનો અમલ કરવાને ચુકતો નથી. તે કાયદાની સચ્ચાઇ માટે તકરારની જરૂર નથી; તેના જીવતા જાગતા પૂરાવાઓ આપણી નજર સામે હર હંમેશ જણાતા રહે છે.

તકરારને ખાતર એ કાયદાના ખરાપણાં પર લઇ જવામાં આવતો શક કબુલ રાખીએ તો પછી જ્યોતિષ વિદ્યાનો નીચલો કાયદો જે નામીચા ગ્રીક જોશી ટૉલેમીએ જાહેર કીધેલો છે, તે અજમાવવાથી આ કાયદાની સચાઇ માટે સહેલથી ખાત્રી થઇ શકે એમ છે:—

"Pierce not with iron that part of the body which may be governed by the sign actually occupied by the moon."—*Ptolemy's Tetrabiblos*, p. 236.

"ચંદ્રમા જે રાશીમાં હોય, તે રાશી શરીરના જે ભાગ સાથે સંબંધ ધરાવતી હોય, તે ભાગ ઉપર તે દીવસે કોઇ પણુ જાતનું લોખંડનું હથીયાર ભોકવું નહી."

હિંદના લોકો ગ્રહણુ વખતે "વહેમી" બને છે, પણુ દુન્યામાં પ્રખ્યાત થયલો ફીલસુફ ટૉલેમી શા માટે આટલો બધો વહેમી બન્યો હશે? આગલા બુઝોર્ગો હજામત કરાવવા માટે પણુ દિવસો અને મુહુરતો તપાસતા હતા, તે "વહેમ"નાં ભિત્તરમાં શું ત્યારે ટૉલેમીની ફીલસુફીનો કાંઇ અંશ સમાયલો હતો? બીકટ વહાડકાપ યાને ઑપરેશનો કરાવતી વખતે ટૉલેમીએ જાહેર કીધેલા કાયદા મુજબ અમલ કરવામાં આવે તો તે "વહેમ"થી નુકસાન શું થાય? આ કાયદો એટલો બધો અચુક—અનુભવને આધારે—માલમ પડયો છે કે એ કાયદાનો અજાણુપણે ભંગ થવાથી થયલો એક નજીવો જખમ મહિનાઓ સુધી પાકપર ચઢી રીબાવનારો થઇ પડેલો જણાયો છે.

એક બાળકનો જન્મ થવા સાથ તે તરતજ આરપાસની હવા દમમાં ખેંચે છે, અને આરપાસનાં વાતાવરણુની અસર તેને તરતજ લાગુ પડે છે. તે વખતે ગ્રહો જે સ્થીતિમાં હોય, તે સ્થીતિ જગતમાં જે પ્રકારનાં વાઇબ્રેશન્સ ઉત્પન્ન કરતી હોય, તે વાઇબ્રેશન્સને અનુકુળ—યાને તેમની સાથે હમસાઝ થતાં—વાઇબ્રેશન્સનું તે બાળક પેદા થયલું ગણાય છે. આ વાઇબ્રેશન્સ જો ઉંચા પ્રકારનાં હોય, એટલે ગ્રહો પોતે સારી જગ્યામાં હોય, પરસ્પર સારી રીતે ગોઠવાયલા હોય, તો એક તન-મનથી સુખી બાળક પ્રગટ થાય છે. પણુ જ્યારે ગ્રહોની પોતાની સ્થીતિ જગતમાં કઠોર જાતનાં વાઇબ્રેશન્સ ઉત્પન્ન કરનારી હોય, જ્યારે તેવી સ્થીતિને લીધે દુન્યામાં તોફાન. ગ્રહણુ, ધરતીકંપ વગેરે જેવી આફતો વરસ્તી હોય, ત્યારે તેવી વખતે જન્મેલું બાળક સુખી કેમ હોઇ શકે? આટલાજ માટે જ્યોતિષ વિદ્યાનો કાયદો છે કે ગ્રહણુ વખતે જન્મેલું બાળક જીવતું નથી, એટલુંજ નહી પણુ એવાં કુદરતી તોફાનો અને આફતો વખતે જન્મેલાં બાળકો બહુ દુ:ખી, દરિદ્રી હોય છે.

દુન્યામાં આપણે જોઇયે છીયે કે કાંઇક ઇન્સાનો પોતાની આખી જીંદગી કમનસીબીમાંજ પુરી કરવા સરજેલાં હોય છે. તેઓ માટે સુખ હોતુંજ નથી. તેનું કારણ આટલુંજ જણાય છે. માણુસ પોતે વાઇ-બ્રેશન્સનું બનેલું છે—તે એક જાતનું વાજીંત્ર છે. એક કઠોર રીતે તાલ કે સુરના કાયદાના નિયમ વગર બનેલું વાજીંત્ર ઉત્તમ આવાજ કેમ આપી શકે? ઘડી ભર એક કાબેલ ઉસ્તાદના હાથમાં તે મુકાબલાની રૂએ કાંઇક સારો દેખાવ કરે, પણુ તેથી તેની મૂળ કઠોરતા તદન નાબુદ થતી નથી. તેમ એક દુ:ખ માટે જન્મેલો માણુસ ઘડીભર જીંદગીમાં ગ્રહોની કાંઇ ઘણી સારી સ્થીતી વખતે મુકાબલાની રૂએ સહેજ આરામ મેળવે, પણુ તેથી તેનું દુ:ખ દુર થતું નથી. ટુંકમાં જન્મ વખતે કઠોર અને દુ:ખ ઉત્પન્ન કરનારાં વાઇબ્રેશન્સ હોય, તો આખી જીંદગી ભર સારાં વાઇબ્રેશન્સથી ખરાં સુખની અસર મળવી મુશકેલ થઇ પડે છે.

જ્યોતિષના આ કાયદાની રોશનીમાં અશો જરથોસ્ત સાહેબના જન્મ વખતે આરપાસની કુદરતના દેખાવનું અવસ્તામાં આવેલું વર્ણન અભ્યાસીઓને વિચારવા જોગ ખોરાક પુરો પાડશે. અવસ્તામાં આવેલું

તે વર્ણન જ્યોતિષ વિદ્યાના મુળ કાયદાની અચુક સાબેતી પુરી પાડે છે.

પણ ગ્રહોની દુન્યાપર થતી અસરો માટે હજી વધુ પુરાવાઓ આપણે તપાસીશું. તે પહેલાં ગતીથી ઉત્પન્ન થતાં વાઇબ્રેશન્સ, આવાજ, રંગ, રૂપ વગેરેનો કાંઇક ખ્યાલ મેળવવા માટે અભ્યાસીઓને અમે પ્રોફેસર ટીંડલનાં "આવાજ વિષે" (On Sound) નાં પુસ્તકની ભલામણ કરીશું. તે પછી મીસીસ વૉટસ હ્યુઝના "આવાજથી ઉત્પન્ન થતા આકારો" (Voice Figures) આ બાબદપર વધુ રોશની આપશે.

એક જીવ વગરની પેદાયશ ઉપર આવાજ કેવી અસરો કરી શકે છે, તે પ્રોફેસર ટીંડલનાં પુસ્તક ઉપરથી અખ્તરાઓ સહિત જાણી શકાય છે. આ દુન્યામાં પડેલા એક પથરના ટુકડાને સૂર્ય છેક ભિત્તર સુધી તપાવી શકે છે, અને તેવા પથરનાં બાંધકામોને માણુસ આવાજની બળવાન અસરથી તોડી નાખી શકે છે.

એજ ધોરણુને આધારે જાનદાર કે જાન વગરની તમામ પેદાયશો ઉપર ગ્રહોની ગતી જુદી જુદી અસરો કરી શકે છે. સૂર્યની અસર માટે તો બે મત છેજ નહી, એટલે તે ગ્રહ તકરારની બહાર રહે છે. ચંદ્રની અસર માટે કેટલાક ખગોળ શાસ્ત્રીઓ હજી ચોકસ નથી. તેની આ દુન્યામાં થતી કેટલીક કહેવાતી અસરોને તેઓ "વહેમ" ગણે છે. તેઓ એટલું કબુલ કરે છે કે ચંદ્ર એક "મરણ પામેલો ગ્રહ" છે, છતાં તે દુન્યાના તમામ મહાસાગરોનાં ભેગાં બળને પોતાના કાબુ તળે રાખે છે. દિવસમાં બે વાર તે તમામ મહાસાગરોનાં બળને પોતાની અસરથી ભરતી રૂપે ઉછાળે છે. ચંદ્ર દુન્યાથી દુર હોવા છતાં આ દુન્યાના મહાસાગરોપર અસર કરે છે, એમ તેઓ કબુલ કરે છે; પણ તેજ ચંદ્ર દુન્યાની આસપાસનાં વાતાવરણુની સાથે લગોલગ સંબંધ ધરાવવા છતાં, તે વાતાવરણુપર યા તે વાતાવરણુની મારફતે ખણીજ, વનસ્પતિ કે પ્રાણી માત્ર પર કાંઇ અસર ધરાવી શકે એમ માનવાને તેઓ ના પાડે છે! સારાં નસીબે આવા વિદ્વાનો કે ખગોળ શાસ્ત્રીઓનાં મતોને આગળ વધેલા પહેલી પંકિતના નામીચા વિદ્વાનો તોડતા આવ્યા છે, અને તેથી આપણુને ચંદ્રની અસર માટે જોઇતા પુરાવાઓ પુરતી સંખ્યામાં મળે છે.

ઇંગ્લંડનો એક નામીચો વિદ્વાન પટેટા જેવી એક સાધારણ વનસ્પતિને થતા રોગનો સુર્યપરનાં ધાબાં સાથે સંબંધ દેખાડે છે, અને માણુસ જાતને થતા ચોકસ રોગો—ખસી, હાંફણુ, ઘેલાપણું વગેરેનો ચંદ્ર સાથનો સંબંધ માનવાને કેટલાકો ના પાડે છે! જો કે દરેક ડાકટર અનુભવ સિદ્ધ જાણે છે કે કેટલાંક દરદોનું વધવું કે ઘટવું ચંદ્રમાંની ગતી ઉપર આધાર રાખે છે.

પ્રોફેસર બાલફ્રર સ્ટુઅર્ટનું નામ ઇંગ્રેજી વાંચક વર્ગને અંજાણું ન હોય. એ વિદ્વાનના નીચલા શબ્દો ધ્યાનમાં રાખવા જોગ છે:—

"The earth is very seriously affected by what takes place in the sun."

"સુર્ય ઉપર જે કાંઇ બને છે, તેથી પૃથ્વિ ઉપર ઘણી ગંભીર અસર થાય છે."

આપણે સવાલ કરીશું કે ચંદ્રથી શા માટે નહીં? અને જો ચંદ્રથી થતી હોય તો બીજા ગ્રહોથી કાંય નહીં?

જમાનાથી મનાતું આવ્યું છે કે ખણીજ પદાર્થ ઉપર જુદા જુદા ગ્રહોની અસર થાય છે, અને તે પદાર્થોની ઉત્પન્તિ જુદા જુદા ગ્રહોની અસરનેજ આભારી છે. "મરલીન" નાં આગળ ટાંકેલાં મતમાં ખુલ્લું જણાવ્યું છે કે જુદા જુદા દેશમાં જુદા જુદા રંગ, રૂપ, ખાસિયત વગેરે ધરાવતી માણુસ જાતની જુદી જુદી પ્રજાની વહેંચણી સૂર્યની અસરને આભારી છે. જો વગર તામુખીએ શોધખોળ ચલાવવામાં આવે તો જણાશે કે જુદા જુદા દેશોમાં થતાં ચોક્કસ જાતનાં ઝાડપાન, ફ્ળફુલ, વગેરેની ઉત્પન્તિનું કારણ પણ ગ્રહોની અસરને આભારી છે. આટલું તો ચોક્કસ છે કે એક મુલકમાં થતાં ઝાડપાન વગેરે બીજા મુલકમાં લઇ જઇને ઉગાડવાની કોશેશ કરવા છતાં તે કવચીતજ સંતોષકારક રીતે ઉગે છે. આનું કારણ હવાનો ફેરફાર છે, એમ કહેવામાં આવશે. પણ હવાનો ફેરફાર શા કારણથી થાય છે, તે તપાસવાની પણ જરૂર છે. ન ધારેલાં ઓચીતાં તોફાનો, ધરતીકંપ, વગેરે રૂતુના મોટા ફેરફારો કારણ વગર થતા નથી. આ કારણોની જો તપાસ કરવામાં આવે તો જ્યોતિષ વિધાના નિયમોની સચ્ચાઇ સ્વીકારવાની ફરજ પડયા વગર રહેતી નથી. સાધારણ રીતે આવી વિધાની સચ્ચાઇ સ્વીકારવા માટેની આનાકાનીને

લીધે એવાં કારણો રજુ કરવામાં આવે છે કે પૃથ્વિમાં અમુક તત્વ વધી જવાથી કે હવામાં ચોક્કસ રસાયણી તત્વ કે ગૅસનો વધારો કે ઘટાડો થવાથી ચોકસ ફેરફાર થયો. પણ આટલું ભુલવું જોઇતું નથી કે કુદરત ફાંટાબાજ નથી. તે મુકરર થયલા કાયદા મુજબજ અમલ કરે છે, અને તેના અમલમાં કોઇ પણ કામ તેનો મુકરર થયલો વખત ચુકતું નથી.

ફારસી લખાણોમાં સુફી લખનારાઓ કુદરતના આ કાયદાને એવી મતલબે વર્ણવી ગયા છે કે "તેના (ખોદાના) હુકમ સીવાય ઝાડનું એક પાતરૂં વટીક હાલી શકતું નથી." તે પાતરાંને હાલવા માટે ગતી જોઇએ છે. આ ગતી હવાથી ઉત્પન્ન થાય છે. હવાનો સંબંધ તેમાં તરતા બળવાન ગ્રહો સાથે છે. આ ગ્રહો હવાને સ્થિર રાખી શકે છે, તેમ તેને પળવારમાં વંટોળ્યાને આકારે ઘુમાવી શકે છે. પણ તે ગ્રહો પોતે મુકરર થયલા કાયદાને આધારેજ પોતાનું કામ કરતા હોવાથી ઓચીંતાં ગણાતાં તોફાનો કે કોઇ પણ કામો નેમી આપેલા કાયદાથી ઉલટી રીતે થતાં નથી. હવામાં અમુક ફેરફારને લગતાં રસાયણી તત્વો ઓચીતાં કયાંથી પેદા થાય છે? ખગોળશાસ્ત્રીઓ આપણને જણાવે છે કે સૂર્ય તેમજ જુદા જુદા ગ્રહોની અંદર જુદી જુદી ધાતુઓ તેમજ રસાયણી તત્વો પણ મોજુદ છે. ભેદી વિદ્યાઓનો અભ્યાસ કરનારાઓ હવે જો "કીમીયાં" ને નામે ઓળખાતી ખરી પણ હસીમાં આવી પડેલી વિદ્યાનો અને રસાયણ વિદ્યાનો બારીક અભ્યાસ કરે તો કુદરતના આવા ભેદોનો ખોલાસો ઘણી સારી રીતે મળી શકે તેમ છે.

ઝવેરાતોને લગતી વિદ્યાનાં મળ તત્વોથી જેઓ વાકેફગાર હશે તેઓ જાણતા હશે કે જુદાં જુદાં જવાહીરો જુદાં જુદાં રસાયણી તત્વોની મેળવણીઓ છે. ચોકસ જવાહીરો ચોકસ મુલકોમાંજ થાય છે, અને બીજા મુલકોમાં તે મળતાં નથી. તેનો સબબ હાલની વિદ્યા ગમે તે આપે. પુરાતન જમાનાઓથી ગ્રહો માટે જુદી જુદી ધાતુઓ અને જુદાં જુદાં નંગો મુકરર થયલાં છે, અને તે ધાતુઓ કે નંગોને ઉત્પન્ન કરવામાં તે ગ્રહની અસર મુખ્ય સાધનરૂપ ગણાય છે. દાખલા તરીકે મોતી ચંદ્ર માટેનું નંગ ગણાય છે, અને એવું માનવામાં આવે છે કે જે જગ્યાઓ ઉપર ચંદ્રના તદન ઉભાં (perpendicular) કીરણો પડે

છે, તે જગ્યાઓપર મોતીની પેદાયશ થાય છે. મંગળનું નંગ પરવાળું ગણાય છે, અને જે જગ્યે મંગળનાં ઉભાં કીરણો પડે છે તે જગ્યે પરવાળાંની ઉત્પત્તિ થતી કહેવાય છે.

પૃથ્વિથી ચંદ્ર દુર હોવા છતાં પૃથ્વિપરના ગંજાવર મહાસાગરોનાં ભેગાં બળને તે "મરણ પામેલો ગ્રહ" જો દરરોજ ધ્રુજાવી શકતો હોય તો પછી જે વાતાવરણમાં તે તરતો રહે છે, જેની સાથે તે લગોલગ જોડાયલો છે, તે હવાની ભરતી ઓટ, તેમાં થતા ફેરફાર, ઉછાળા, તોફાન કે સ્થિરતા સાથે તેને, સૂર્યને કે બીજા ગ્રહોને કશું લાગતું વળગતું ન હોય એમ માનવું વિવેક ભર્યું કે સાદી સમજને અનુસરતું કેમ ગણાય? તે હવામાં અને તે હવાની મારફતે તમામ જગતમાં જે રસાયણ ક્રિયા ચાલી રહી છે, તે ક્રિયામાં એ સઘળા ગ્રહોને સીધો કે આડકતરો સંબંધ છે, એ વાત કેવી રીતે ના પાડી શકાય?

આજના જમાનાની છેલ્લામાં છેલ્લી શોધો જ્યાં નિષ્ફળ ગઇ છે, ત્યાં કુદરતના બેમાલુમ રસાયણીક ફેરફારો પોતાનું કામ કર્યા જોય છે, અને પોતાની હસ્તીની અચુક ગવાહી એક કે બીજે રૂપે આપે છે. કુદરત આખા જગતમાં કાંઇ બેમાલુમ રસાયણી ક્રિયા ચાલુ કરતી રહે છે, અને તેનાં પરિણામ તરીકે આપણે ખણીજ, વનસ્પતિ વગેરે પદાર્થો જોઇએ છીયે; અનેક જાતના રંગ, રૂપો, ખુશ્બો, ખાસિયત વગેરે તે રસાયણી ક્રિયાનું પરિણામ છે.

આજના જમાનાનાં સૌથી બળવાન દુરબીનો આકાશમાંના કેટલાક તારાઓ અને ગ્રહોને શોધી કાઢવામાં નિષ્ફળ નીવડયાં છે, અને તેજ દુરબીનોની મારફતે ફોટોગ્રાફની પ્લેટ ઉપર અસંખ્ય તારાઓ અને ગ્રહોના ફોટોગ્રાફો પ્રગટ થયા છે! ફોટોગ્રાફીના હુન્નરમાં શરૂઆતથી આખર સુધી રસાયણ ક્રિયા મુખ્ય ભાગ ભજવે છે એ બીના ઘણાઓને અંજાણી ન હોય. માણસની નજરે બેમાલુમ હોય એવા ઘણા દેખાવો ફોટોગ્રાફી મારફતે ન ધારેલી રીતે પ્રગટ થયલા જણાયા છે. સર રોબર્ટ બાલ, જે આજના જમાનાનો પહેલી પંક્તિનો ખગોળ શાસ્ત્રી ગણાય છે, તે આકાશી ફોટોગ્રાફી (Celestial Photography)ના અખ્તરા કરનારા નામીચા વિદ્વાનોનાં નામ અને અખતરાઓની વિગત આપવા સાથે કબુલ કરે છે કે ફોટોગ્રાફીની મદદથી એવા ગ્રહો અને તારાઓની હસ્તી

જાહેર થઇ છે કે જેઓ માટે ઘણાં જોરાવર દુરબીનો વડે કશું જણાયલું ન હતું.* હવે કોઇ પણ સાદી સમજનો માણસ શું એમ કબુલ નહી કરશે કે જો તારા, સેતારાઓ એક ફોટોગ્રાફીની પ્લેટ ઉપર બેમાલુમ રસાયણી અસર કરી શકતા હોય તો તે કુદરતની તમામ પેદાયશ ઉપર પણ કરતા હોવા જોઇએ ? આ બાબત ઉપર એક વિદ્વાન લખનારના નીચલા વિચારો ધ્યાન પુગાડવા જોગ ગણાશે :

"Now that Photography has revealed to us the chemical influence of the sidereal system by fixing on the sensitized plate of the apparatus milliards of stars and planets that had hitherto baffled the efforts of the most powerful telescopes to discover, it becomes easier to understand how our solar system can, at the birth of a child, influence his brain-virgin of any impression in a definite manner and according to the presence on the zenith of such or another zodiacal constellation."—*Les Mystères de l' Horoscope, by Ely Star*, p. *XI*.

"અસંખ્ય તારાઓ અને ગ્રહો, કે જેઓને શોધી કાઢવા માટેની સૌથી જોરાવર દુરબીનોની કોશેશ ફોકટ ગઇ હતી, તે ફોટોગ્રાફીની પ્લેટ ઉપર પ્રગટ થવાથી તારા મંડળની રસાયણી અસર ફોટોગ્રાફીએ આપણી આગળ ખુલ્લી કીધી છે, ત્યારે હવે સમજવું સહેલ થઇ પડે છે કે એક બાળકના જન્મ વખતે રાશી મંડળના જે રાશી–નક્ષત્રો શીરોબીંદુ ઉપર આકાશમાં (બરોબર મધ્ય ટોંચે) હોય તે પ્રમાણે આપણું સુર્ય મંડળ તે બાળકનાં તદન ચોખાં મગજ ઉપર ચોકસ રીતે કાંઇ અસર કરી શકે છે."

પણ ફોટોગ્રાફીના ચમત્કારો આટલામાંજ અટકતા નથી. ફ્રેંચ ડૉ૦ બૅરૅડકે માણસની જુદી જુદી લાગણી વખતે તેનાં બિત્તરમાં તેનાં દીલ ઉપર થતી અસરોના ફોટોગ્રાફો X-ray ( એકસ રે ) ની મદદથી લીધા છે. આ અખ્તરાઓ બીજાઓએ ઉપાડી લીધા છે, અને વખતના વહેવા સાથે જે બનાવો "વહેમો" કે "ચમત્કારો" ગણાતા હતા, તેના વિધાને આધારે મુસ્તકીમ પુરાવાઓ રજુ થતા જાય છે. આ રીતે આગળ વધતી રસા-

*જુઓ "The Story of the Heavens," by Sir Robert Ball.

પણ વિદ્યા નજદીકનાં ભવિષ્યમાં “ કીમીયા ” અને “ જાદુ ”ના જમાનાને સજીવન કરે તો તેમાં હવે નવાઇ જેવું કશું ગણાશે નહી.

જો આખી કુદરતમાં ગ્રહોની રસાયણી ક્રિયા ચાલી રહી હોય તો ખણીજ પદાર્થો—જવાહીરો, ધાતુઓ વગેરે—ગ્રહોની તેવી અસરનાં પરિણામો છે, એમ માનવું ખોટું કે વહેમી કેમ ગણાશે ?

***

[ ૪ ]

જેઓએ દેશી વૈદક વિદ્યાનો અભ્યાસ કર્યો હશે, તેઓ જાણતા હશે કે એ વિદ્યામાં ચોક્કસ રોગોના ઉપાય તરિકે ચોક્કસ વનસ્પતિ કે મૂળીયાં લાવવા માટે ચોક્કસ મહિના, વાર, નક્ષત્ર, વખત વગેરે ખાસ મુકરર કીધેલાં હોય છે. વળી કેટલાંક ઝાડોનાં મૂળીયાં તે ઝાડોની ચોક્કસ દીશાએથીજ ખોદી લાવવાને ફરમાવવામાં આવ્યું છે. આ સુચનાઓ પહેલી નજરે “ ભોળાં લોકોને ઠગવાની વિદ્યા ” ગણાય, તેમાં કશો શક નથી. આવી સુચનાઓ દેખીતીજ બહુ વિચિત્ર લાગે છે, અને જ્યાં સુધી જ્યોતિષ વિદ્યાના તેમજ ખેતીને લગતી વિદ્યાના કેટલાક અનુભવ સિદ્ધ નિયમો આપણે જાણવા પામીએ નહીં, ત્યાં સુધી એ નિયમો ખરેખરજ બેહુદા અને ઠગાઇ ભર્યા લાગે તેમાં કાંઇ નવાઇ નથી. હિંદી વિદ્યાઓ અને એલ્મો, જે ઘણીકવાર ચમત્કારી કામો કરી બતાવે છે, તેની કાર્યશક્તિ માટે રચવામાં આવેલા છુપા નિયમો જેઓ જાણતા નથી, તેઓ એ વિદ્યાના ચમત્કારો નજરે જોવા છતાં પણ તેને ઘણીવાર “ઠગાઇ” નાજ વર્ગમાં મુકે છે, કારણ તે ચમત્કારો કયા કાયદાઓને આધારે થાય છે, તે તેઓ સમજી શકતા નથી, અને તેથી પોતાના જ્ઞાનની કોતાહીનો દોષ તે વિદ્યાનેજ લાગુ પાડે છે !

પણ હવે સુધરેલાં યુરોપ તરફ નજર દોડાવીએ. ત્યાંના પ્રખ્યાત જોશીઓ ઝાડકીલ અને રાફાઍલનાં વાર્ષિક પંચાંગો જેઓએ જોયાં હશે, તેઓ આટલું તો જાણતા હોવા જોઇયે કે આ બે જોશીઓના રાજદ્વારી વરતારાઓ ઘણે મોટે ભાગે ખરા પડતા રહ્યા છે. આ જોશીઓ પોતાના પંચાંગોમાં દર સાલ ખેડુતો માટે રોપવા, વાવણી કરવા વગેરે માટે ચોક્કસ વખત આપે છે; એટલુંજ નહિ, પણ રાફાએલ આગળ વધીને જ્યારે ગરધાં, બતકાંને સેવણ બેસાડવા માટેના, નોકરો અને આયાઓને

નોકરીએ રાખવા માટેના, અને બીજાં નાના પ્રકારના ઘર સંસારી કામો માટેના દિવસો અને મુહુર્તો આપે છે, ત્યારે સુધરેલા દેશોના "વહેમો" માટે શું ધારવું? વળી રાફાએલના પંચાગો અને ઇંગ્લંડના એકાદ બે જ્યોતિષને લગતાં વર્તમાનપત્રોમાં મહિનાના દરેક દિવસે કયાં કામો કયે વખતે કરવાં, કયાં કામો નહીં કરવાં, વગેરેને લગતી ટીપ રજુ કરે છે, ત્યારે આગલા આપણા પારસી તેમજ હિંદુ વડવાઓના "જોશ મુહુર્તો" માટે હસવાનું કે ટકોર કરવાનું રહેતું નથી. રાફાએલ કોઇ "વહેમનું બારદાન" નથી; તે એક વિદ્વાન છે, અને તેના વરતારાઓ ઘણી અચુક રીતે ખરા પડતા જણાયા છે. પોતાના પંચાગોમાં તે દર સાલ જુદા જુદા ગ્રહોને લગતી વનસ્પતિઓ વૈદક ક્રિયા માટે કયારે એકઠી કરવી, તેનો વખત, દિવસ, મહિના વગેરે આપે છે. તેમ કરવા માટેનાં કારણો તે પોતાની "મેડીકલ ઍસ્ટ્રોલૉજી" નામની ચોપડીમાં આપે છે. આ કારણો સાધારણ વાંચનારાઓ જ્યોતિષને લગતા શબ્દોના જ્ઞાનની ગેરહાજરીમાં સમજી શકે નહીં, માટે તેમનો સાર અત્રે રજુ કરવાથી દેશી કાયદાઓના ભેદનો કાંઇક ખોલાસો મળશે.

જે ગ્રહ આકાશમાં પોતાની રાશીનો હોય, સારી સ્થીતિમાં હોય, અને ચંદ્રથી ચોકસ તફાવતો ઉપર રહેલો હોય, તે ગ્રહ બળવાન ગણાય છે, અને તેથી તે વખતે તે ગ્રહને લગતી વનસ્પતિઓ એકઠી કરવી ફાયદાકારક છે. વળી દિવસના જુદા જુદા કલાકો જુદા જુદા ગ્રહોની અસર હેઠળ હોય છે, માટે જે ગ્રહની વનસ્પતિ એકઠી કરવાની હોય, તે ગ્રહનો અમલ જે વખતે ચાલતો હોય તે વખતે તે વનસ્પતિ એકઠી કરવાથી તેનો સંપૂર્ણ ફાયદામંદ કસ મેળવી શકાય છે.

હવે હિંદુ વૈદક વિદ્યા જે આ કામ માટે ઘણા બારીક નિયમો આપે, માણસના ખોરેહથી વનસ્પતિપર થતી અસરને પણ ધ્યાનમાં લઇ, કેટલીક વિધીરીતીઓ સાથે એ કામ કરવાને ફરજ પાડે, તો તેમાં બેહુદું શું છે? યુરોપની સુધરેલી વૈદક વિદ્યાએ જે રોગોને "નહીં મટે એવા" (Incurables) ની ટીપમાં મુકી દીધા છે, તેવા કેટલાક રોગો ચમત્કારીક રીતે સારા કરવાની દેશી વૈદક વિદ્યાની શક્તિ ઘણાઓને અજાણી નથી. પણ જેઓ તાસુબીનો પરદો રાખી ફરે છે, તેઓને પોતાનીજ મનગમનું સઘળું ખરૂં અને બાકીનું ખોટું લાગે, તેમાં અજબ થવા

જેવું નથી. પણ તેથી વિદ્યાની સચ્ચાઇ ખોટી પડતી નથી, કારણ "આંધળું એકીન" રાખી તેથી ફાયદો મેળવનાર વર્ગ દુન્યામાં નાનો નથી.

ગ્રહોની ગતીથી ઉત્પન્ન થતાં "વાઇબ્રેશન્સ"થી પેદાયશ માત્ર હસ્તીમાં આવે છે, અને ગ્રહોનાં કીરણો અને તેમના રસાયણી પ્રવાહની મેળવણીથી તમામ પેદાયશમાં ગુણ દોષો દાખલ થાય છે. વનસ્પતિ માત્ર એવા એક રસાયણી પ્રયોગનું પરિણામ છે. જુદી જુદી વનસ્પતિ જુદે જુદે વખતે જુદા જુદા ગુણો ધરાવે છે. એકજ વનસ્પતિના જુદા જુદા ભાગો વટીક જુદા જુદા ગુણો ધરાવે છે. આ દેખીતા નજીવા વિષયોના બારીક ભેદો જાણવા માટે અમુક વિદ્યાના બહોળા અને ઉંડા અભ્યાસની જરૂર છે. વળી આ બાબદમાં અભ્યાસ ઉપરાંત ચાલુ અવલોકન અતી ઘણી અગત્યતા ધરાવે છે.

ખગોળ શાસ્ત્રીઓ ગ્રહોની અસર માનવાને ભલે ના પાડે—સઘળા દેશોના, સઘળા જમાનાના ખેતીના અનુભવીઓ પોતાનાં અવલોકનથી જે બીનાઓ રજુ કરે છે, તે કોઇથી ના પાડી શકાતી નથી.

કુવાઓના ઝરા ચોક્કસ વખતેજ જોરપર આવે છે. ગુજરાતમાં ખેતરોની આસપાસ કરવામાં આવતી બાવળના કાંટાની વાડ જો ચાંદરણી (શુદ પક્ષ)ના દીવસોપર કરવામાં આવે તો તે વહેલી સડી જાય છે; અંધારીયાં (વદ પક્ષ)ના દિવસોપર કીધેલી વાડના બાબમાં તેમ બનતું નથી. ચાંદરણીના દિવસોપર લાગેલાં ફળો સડી જાય છે; અંધારી પક્ષનાં ફળોને સડો લાગતો નથી. વળી ચોક્કસ ઝાડોનો રસ ચોક્કસ વખતે ઉપર ચઢે છે, અને તે ઝાડો જોરપર હોય છે, જ્યારે બીજાંઓ તે વખતે નિર્બળ હાલતમાં હોય છે, યા તેમની વધ સ્થિર થયલી હોય છે. ઝાડોની ખુંટીઓ વગેરે રોપવાનાં કામો માટે અનુભવી ખેડુતો ચંદ્રમા ઉપર હંમેશ આધાર રાખે છે. રાફાએલ તે મતને ટેકો આપે છે. ઝાડપાનો ઉપર ચંદ્રમા ધારવામાં આવે છે તે કરતાં અતીઘણી વધારે અસર કરે છે, તેમાં કાંઇ શક નથી. ઝાડપાનોના ગુણદોષોનો મોટો આધાર ચંદ્રમા ઉપર છે, અને તેટલાજ માટે વૈદક વનસ્પતિ એકઠી કરતી વખતે જે ગ્રહને લગતાં ઝાડપાનો હોય, તે ગ્રહ ચંદ્ર સાથે સારી રીતે ગોઠવાયલો હોવો જોઇએ, એવો કાનુન હસ્તી ધરાવે છે. નીચલું એક મત વૈદક વિદ્યાના અભ્યાસીઓને વિચાર કરવા માટે સારો ખોરાક પુરો પાડશે :—

"Planets which under the sun's rays are beneficent, are maleficent when gathered under the moon's rays".—*The Secret Doctrine*, by Mme. H. P. Blavatsky.

"જે રોપાઓ સૂર્યનાં કીરણુ હેઠળ સારી અસર ધરાવતા હોય છે, તે ચંદ્રનાં કીરણુ હેઠળ એકઠા કરવામાં આવે તો તે બુરી અસર ધરાવનાર થાય છે".—મેડમ એચ. પી. બ્લાવાટસ્કીનું "સીક્રેટ ડૉકટ્રીન".

પણુ આતો કુદરતનો એક છુપો નિયમ જાહેર કરવામાં આવ્યો છે. ઝાડપાન ઉપરની ચંદ્રની અસરના જે દાખલાઓ માર્ટીનની "હીસ્ટરી ઑાવ બ્રીટીશ કોલોનીઝ"માં આપવામાં આવ્યા છે, તે ખરેખર અભ્યાસીઓએ ધ્યાન પુગાડવા જોગ છે. માર્ટીનનો અનુભવ દર્શાવનારૂં એક મત બહુ લંબાણુ છતાં, તે એટલુ બધુ વજનદાર છે કે, તે અત્રે ઉતારી લેવાની લાલચ થોબાવી શકાતી નથી:—

"In considering the climate of tropical countries, the influence of the moon seems to be entirely overlooked; and surely, if the tides of the vast ocean are raised from their fathomless bed by lunar power, it is not much to assert that the tides of the atmosphere are liable to a similar influence. This much is certain, that in the low-land of the tropical countries no attentive observer of nature will fail to witness the power exercised by the moon over the seasons, and also over animal and vegetable nature. As regards the latter, it may be stated that there are certainly thirteen springs and thirteen autumns in Demerara in the year; for so many times does the sap of trees ascend to the branches and descend to the roots. For example, wallaba (a resinous tree, common in the Demerara woods, somewhat resembling mahogany), if cut down in the dark, a few days before the new moon, is one of the most durable woods in the world for house-building, posts, &c.; in that state attempt to split it and with the utmost difficulty it would be riven in the most jagged and unequal manner that can be imagined. Cut down another wallaba (growing within a few yards of the former) at full moon:

and the tree can be easily split into the finest smooth shingles of any desired thickness, or into staves for making casks; but in this state applied to house-building purposes it speedily decays. Again, bamboos as thick as a man's arm are sometimes used for paling, &c.; if cut at the dark moon, they invariably endure for ten or twelve years; if at full moon, they will be rotten in two or three years; thus it is with most, if not all, the forest trees."—*Martin's History of the British Colonies.*

"ગરમ મુલકોની ૠતુ વિષે વિચાર કરતી વખતે ચંદ્રની અસરને તદનજ ભુલી જવામાં આવે છે. અને ખચીતજ જો ચંદ્રની શકિતથી બહોળા મહાસાગરોની ભરતીને તેમનાં ઉંડાં તળ્યાંમાંથી ઉછાળવામાં આવતી હોય તો વાતાવરણની ભરતી પણ તેવીજ અસરને પાત્ર છે, એમ કહેવું સહરાગાત ભર્યું ગણાશે નહીં. આટલું તો ચોક્કસ છે કે ગરમ મુલકોના નીચાણમાં આવેલા ભાગોમાં, કુદરતનું ધ્યાનથી અવલોકન કરનાર કોઇપણ માણસ ૠતુઓ ઉપરની, તેમજ વનસ્પતિ અને જાનવરી પેદાયશ ઉપરની ચંદ્રની અસર પીછાન્યા સીવાય રહી શકશે નહી. વનસ્પતિ ઉપરની તેની અસરના સંબંધમાં એમ કહી શકાય કે ડેમીરેરા ખાતે વરસમાં તેર વસંત અને તેર પાનખર ૠતુઓ થાય છે; કારણકે તેટલીજ વાર ઝાડોનો રસ ડાંખલીઓ પર ચઢે છે, અને મૂળ્યાંઓ તરફ પાછો ઉતરે છે. દાખલા તરીકે, વાલાબા (નામનું રાળના જેવા રસવાળું એક ઝાડ, જે મેહોગનીનાં ઝાડને કાંઇક મળતું હોય છે, અને જે ડેમીરેરાનાં જંગલોમાં સાધારણ છે તે) ને જો ચાંદરાતની થોડા દિવસ અગાઉ અંધારીયાંના દિવસોમાં કાપવામાં આવે તો ઘર બાંધવાનાં કામોમાં અને થાંભલાઓ માટે તે દુન્યાનાં સૌથી ટકાઉ લાકડાં તરીકે કામ આવે છે; તે હાલતમાં તેને ચીરવાની કોશેશ કરો તો અતી ઘણી મુશ્કેલીથી તે તદનજ આડીતીડી રીતે અને ઘણીજ કઢંગી રીતે ચીરાઇ જાય છે. પણ (આગલાં ઝાડથી થોડાજ વારને તફાવતે આવેલું) બીજું એક વાલાબાનું ઝાડ પુનમની વખતે કાપો, અને તે ઝાડમાંથી ઘણુંજ સુંદર લીસાં, ચાહો તેટલી જાડાઇનાં પાટીયાં અથવા પીપો બનાવવા માટેની પટીઓ ઉતારી શકાશે. પણ આ હાલતમાં ઘર બાંધવાનાં કામમાં વાપરવાથી તે વહેલું સડી જાય છે. વળી એક

માણુસના હાથ જેટલી જાડાઇના બાંબુઓ કેટલીક વાર ખુંટાઓ વગેરે માટે વપરાય છે; તે જો અંધારીયાંની વખતે કાપવામાં આવે તો જરૂરજ દશ બાર વર્ષ સુધી ટકે છે; પણ જો પુનમની વખતે કાપવામાં આવે તો તે બે ત્રણ વર્ષમાં સડી જાય છે; આ નિયમ સઘળાં નહી તો ઘણાં જંગલનાં ઝાડોને લાગુ પડે છે."—**હીસ્ટરી ઑવ ધી બ્રીટીશ કોલોનીઝ.**

માર્ટીને જણાવેલી ઉપલી હકીકત માત્ર ડેમીરેરા દેશનેજ લાગુ પડતી નથી. ચંદ્રની ઝાડપાનો પરની અસર કોઇ એક દેશને માટે નથી, તે સઘળા દેશો માટે છે. ત્યારે દુન્યાના જુદા જુદા ભાગોમાં સ્વતંત્ર રીતે ફેલાયલી ચંદ્રની અસર માટેની આ માન્યતા શું "વહેમ" જ હોઇ શકે? આપણે જાણીયે છીયે કે ઘણાક ખગોળશાસ્ત્રીઓ આવી અસર માનવાને ના પાડે છે. એવી અસર ખરેખર હસ્તી ધરાવે છે, એમ તેઓને કબુલ કરવાની ફરજ પડે છે, પણ તેનાં કારણ તરીકે ચંદ્ર કે ગ્રહોની અસરને કબુલ કરવાને તેઓ ના પાડે છે. આવા સંજોગો હેઠળ જે ભાષા તેઓ વાપરે છે, તે ખુલ્લું દેખાડી આપે છે, કે એક કહેવાતા "વહેમ" થી દુર રહેવાની કોશેશ કરવા જતાં તેઓ એક સચ્ચાઇથી છટકવાની નબળી કોશેશ કરે છે. જે "વહેમ" આખી દુન્યાના જુદા જુદા ભાગોમાં જમાનાઓથી ચાલતો આવેલો હોય, જે "વહેમ" અનુભવ અને અવલોકનથી એક સચ્ચાઇ તરીકે સિદ્ધ થઇ ચુકેલો હોય, જે "વહેમ" ને બદલે બીજું કોઇપણ સાદી સમજને અનુસરતું કે આગળ વધેલી વિદ્યાને છાજતું કારણ રજુ થઇ શકતું ન હોય, તે "વહેમ" કુદરતની એક સર્વ માન્ય સચ્ચાઇ, એક અચળ અને અચુક કાયદા તરીકે કાં નહી ગણાય?

પશ્ચિમની વિદ્યા અને તેના શોધકો માટે આપણને માન છે. આ વિદ્યા અને તેના કેટલાક ઉદાર બુદ્ધિના શોધકોએ પૂર્વના ધર્મો અને પુરાતન વિદ્યાઓની બહુ સારી સેવા બજાવી છે. પણ જેઓ પશ્ચિમની વિદ્યાના ચાલુ અભ્યાસીઓ હશે, તેઓ આટલું તો જાણતા હોવા જોઇએ કે એ વિદ્યા હજી સંપૂર્ણતાએ પુગી નથી. પૂર્વના જે રેવાજોને, જે સિદ્ધાંતોને એકવાર પશ્ચિમની વિદ્યાએ "વહેમો" ના છાપ હેઠળ રદ કીધાં હતાં, તેમને પાછળથી ઝલેહદાર ચળકાટ સાથે નવાં રૂપમાં તેણે આપણી આંગળ રજુ કીધાં છે. એ વિદ્યાનો સઘળો આધાર અખ્તરા

ઓ ઉપરજ છે, અને તેટલા માટે આજે જે વિચાર રદ થાય, તે કાલે સિદ્ધ થયલી સચ્ચાઇ તરીકે અંગીકાર કરવામાં આવે છે.

જાનદાર કે જાન વગરની તમામ પેદાયશ ઉપરની સૂર્યની અસર માટે બે મત છેજ નહી. પણ ચંદ્રની અસર માટે ખગોળશાસ્ત્રીઓના એક ચોક્કસ વર્ગ અને વનસ્પતિ વિદ્યાના અનુભવીઓ વચ્ચે મતફેર છે. આ બાબદમાં ખગોળ શાસ્ત્રીઓનાં અનુમાને કરતાં વનસ્પતિ વિદ્યાના અનુભવીઓનાં અવલોકન અને વરસોના બહોળા અનુભવને વધારે વજન મળવું જોઇએ. પણ ઘડીભર તકરારને ખાતર બેઉ બાજુનાં મતોને તદનજ ધ્યાન પર નહી લઇએ, તો જાતી અનુભવ કરતાં વધુ ખાત્રીપૂર્વક ઇલાજ બીજો કોઇ હોઇ શકે નહી. આ માટે ચાંદરણી અને અંધારી પક્ષનાં ફૂળો, બાવળના કાંટાની વાડ, વગેરેના દાખલા સ્હેલથી અનુભવમાં લઇ શકાય એવા છે. પણ તે ન બને તો સૌથી સહેલ અખતરો કોઇપણ જાતનાં ઝાડનાં એક કુંડાંપર અજમાવી શકાય તેમ છે. એક ઝાડનાં કુંડાંને દિવસે સાધારણ રીતે જોઇતો સૂર્યનો તડકો, પાણી વગેરે આપો; રાત્રે તે કુંડાંને એક હવા ઉજાશવાળી પણ બંધ જગ્યામાં રાખો કે જ્યાં ચંદ્રની રોશની તદનજ દાખલ થઇ શકે નહી. આવી રીતે ચાલુ અજમાયશ કરવાથી ચંદ્રની રોશનીની ખુટથી તે ઝાડ ઉપર થતી અસર ખુલ્લી રીતે સાબેત કરી આપશે, કે એક ઝાડની જીંદગીનો આધાર માત્ર સુર્ય અને પાણી ઉપરજ નથી, પણ ચંદ્ર તે જીંદગીને નીભાવવાને અને તેને ઝમક આપવાને ઘણું કરે છે. વનસ્પતિ ઉપર તે તદનજ અસર કરતો નથી, યા તેની જીંદગી સાથે તેને કશી નીસબત નથી, એમ કહેવું સચાઇથી વેગળું અને સાદી સમજથી ઉલટું છે.

સેમ્યુઅલ ડબલ્યુ. જોનસન ખેતીને લગતાં પોતાના એક પુસ્તકમાં* બે મુખ્ય બાબદો રજુ કરે છે, જે આ બાબદને ટેકો આપનારી થઇ પડે છે. બુસીંગૅાલ્ટ નામના એક વિદ્વાને રોશની અને અંધકારમાં ઝાડો ઉછેરવા માટે કીધેલા અખતરાઓનાં પરિણામના કોઠા આપતાં તે જણાવે છે કે રોશનીમાં ઉછરેલાં ઝાડો જ્યારે વજનમાં ભારે ઉતર્યાં હતાં, ત્યારે અંધકારમાં ઉછરેલાં ઝાડો વજનમાં બહુ હલકાં થયાં હતાં. (પાનું ૪૯.)

વળી સૂર્યના ઉભાં કીરણો અને આડકતરાં કીરણોથી જમીન ઉપર થતી અસરો આગળ ચાલતાં તે વર્ણવે છે, (પાનું ૧૯૮) જે જ્યોતિષના અનુમાનો બલકે કાયદાઓને ટેકો આપનાર થઇ પડે છે.

---

* "How Crops Feed," by Samuel W. Johnson, M. A.

આપણે આગળ જોઇ ગયા કે જવાહીરો વગેરે ખણીજ પદાર્થોની ઉત્પત્તિનો આધાર ઘણું કરી ગ્રહોનાં ઉભાં કીરણો ઉપર રહે છે, અને જોનસનનું ઉપલું મત દેખાડે છે કે સુર્યનાં ઉભાં કીરણો અને આડકતરાં કીરણોની અસરોમાં ફેર રહે છે.

વળી પ્રોફેસર બાલફરનાં વનસ્પતિશાસ્ત્રને લગતાં પુસ્તકો આ બાબદ પર વધુ રોશની આપે છે. જુદાં જુદાં ફુલો અને વનસ્પતિનાં અવલોકનથી જે કેટલાક ગુણો કે કાયદાઓ પ્રોફેસર બાલફર અને બીજા વિદ્વાનોએ સિદ્ધ કીધા છે, તેને જ્યોતિષના કાયદાની રોશનીથી તપાસતાં નહી સમજ પડે એવી ઘણી બાબદોનો ખોલાસો મળે છે.

કેટલાંક ફુલો દિવસે—કોઇ સવારે, કોઇ બપોરે, કોઇ સાંજે—ખીલે છે; કેટલાંકો રાત્રે ખીલે છે. વળી કેટલાંક ફુલો ચોક્કસ કલાકેજ ખીલે છે. કેટલાંકો મધ્યાન બપોરે બંધ થઇ જાય છે. આ રીતે ચોક્કસ કલાકે ખીલતાં ફુલોની નોંધ દર્શાવનારૂં એક ઘડીયાળ લીનીયસ નામના વિદ્વાને બનાવ્યું છે. હવે જરથોસ્તી **બુન્દેહેશ** ચોક્કસ ફુલોનો ચોક્કસ યઝદી શક્તિઓ સાથનો સંબંધ દેખાડે છે, અને જ્યોતિષ વિદ્યા દિવસ અને રાતના જુદા જુદા કલાકોનો ગ્રહોને લગતી ગેબી શક્તિઓ સાથે સંબંધ જોડી આપે છે. દરેક કલાક જુદી જુદી આકાશી શક્તિના અખ્ત્યાર હેઠળ છે. આટલા છુટા છવાયા ઇશારાઓનો મુકાબલા રૂપી અભ્યાસ કરી વહેવારૂ તપાસ આગળ વધારવામાં આવે તો ધમ પુસ્તકો અને વિદ્યાનાં સિદ્ધાંતો ઘણા ભેદોને ખુલ્લા કરી શકે તેમાં કાંઇ શક નથી.

પણ કદાચ તકરાર લેવામાં આવે કે ફુલોની ચોક્કસ કુદરતી ટેવથી તેઓ ચોક્કસ વખતે ખીલતાં હોય, અને ગ્રહો સાથે તેમને કશો સંબંધ ન હોય. અહીં પ્રોફેસર બાલફર ઝાડપાનના રંગ ઉપર સાધારણ બત્તીના રોશનીની પણ અસર થતી કબુલ રાખે છે, ત્યારે આપણાં અનુમાનને ટેકો મળે છે. જો બત્તીની રોશની ઝાડપાનને રંગ આપી શકતી હોય તો બળવાન ગ્રહોની રોશની ઝાડપાન ઉપર તદનજં અસર વગરની કેમ હોય?

એજ વિદ્વાન ઍલીસ અને સૅનૅબીયર નામના બીજા વિદ્વાનોના અખ્તરાઓનાં પરિણામો રજુ કરે છે, જે દેખાડે છે કે નવાં ખીલેલાં ઝાડો દિવસો સુધી આકાશ વાંદળાંથી ઘેરાયલું રહેવાથી, અને સુર્યનો તડકો તદનજ નહી પડવાથી, તદન ઝાંખા અને ફીકકા રંગનાં પાતરાં

વાળાં હોય છે, અને પછી વાદળાં વીખેરાઇ જવાથી સુર્યનો ખુલ્લો પ્રકાશ નીકળતાં થોડા કલાકોમાં તે રંગ ઝડપથી ફેરવાઇ જાય છે. ઍલીસે આ બનાવ ઉત્તર અમેરિકાનાં જંગલોમાં જોયો હતો, જયાં વીશ દિવસના વાદળના ઘેરાવા પછી સુર્યનાં તડકાંનો ચમત્કાર હેરત કરનારો થઇ પડયો હતો.*

વળી ઝાડપાન ઉગાડવામાં સુર્યનાં કીરણના જુદા જુદા રંગો કેવા પ્રકારની અસર કરે છે, તે "સ્પૅકટ્રમ"ની મારફતે તપાસીને તેનાં પરિણામો વૉલૅસ્ટન, હન્ટ, રીટર, મોરન, ડૉબ્ની, ડ્રેપર, ગાર્ડનર વગેરેએ જાહેર કીધાં છે. તે ઉપરથી જણાય છે કે જ્યારે એક રંગની રોશની ઝાડપાનના વધારામાં મદદ કરે છે, ત્યારે બીજો રંગ તેમાં અટકાવ નાંખે છે. આ અખતરાઓ વિસ્તારપૂર્વક વર્ણવવાની આ જગ્યા નથી, પણ વનસ્પતિ અને જ્યોતિષ વિદ્યાનો મુકાબલા રૂપી અભ્યાસ કરવા ચહાનારાઓને એ અખ્તરાઓથી ઘણું જાણવાનું મળે એમ છે.

પ્રૉકટર, કૅમીલ ફ્લેમેરીયન વગેરે નામીચા ખગોળ શાસ્ત્રીઓ જણાવી ગયા છે કે જુદા જુદા ગ્રહો અને તારાઓ એકજ રંગના નથી. કોઇ સફેદ, કોઇ લાલ, કોઇ બ્લુ, કોઇ વાયોલેટ, એવા અનેક રંગો તેઓ ધરાવે છે, અને તેઓ જુદા જુદા રંગની રોશની ફેંકે છે.† આટલાજ માટે ફોટોગ્રાફીના કાયદા મુજબ કેટલાક ગ્રહો અને તારાઓ ઘણી સહેલાઇથી ફોટોગ્રાફીની પ્લેટ ઉપર અસર કરી પોતાનો દેખાવ રજુ કરે છે, ત્યારે બીજાઓ પોતાના લાલ કે પીળા કે ઓરેંજ રંગને લીધે હઠીલાઇથી પોતાનો દેખાવ દેવાની ના પાડે છે! હવે "સ્પૅકટ્રમ"થી કીધેલા અખ્તરાઓને ખગોળવિદ્યા અને ફોટોગ્રાફીના અખ્તરાઓની મદદથી તપાસતાં શું સિધ્ધ થતું નથી કે જુદા જુદા રંગના ગ્રહો અને તારાઓ જગતની તમામ પેદાયશ ઉપર જુદા જુદા પ્રકારની અસરો કરતા હોવા જોઇએ?

"શરમાલ" ઝાડ (લજામણી) ને નામે ઓળખાતા રોપાઓ ઉપરના અખ્તરાઓ હજી વધુ ધ્યાન પુગાડવા જોગ છે. આ રોપાઓને આંગળી લગાડતાં તેનાં પાતરાં બંધ થઇ જાય છે, એ જાણીતી બીના છે.

---

* *Balfour's Class Book of Botany*, p. 486.

† થીયોસોફીમાં મેડમ બ્લૅવાટસ્કી નીચલો ક્રમ આપે છે:—

સૂર્ય, ઑરેન્જ; ચંદ્ર, કીરમજી; મંગલ, લાલ; બુધ, પીળો; બ્રેસ્પતી, બ્લુ; શુક્ર, ઘેરો બ્લુ; શની, લીલો.

પણુ એ વર્ગના સઘળા રોપાઓને અંધારાંમાં રાખતાં પણુ તેનાં પાતરાં બીડાઇ જાય છે, અને પછી બતીઓનો પ્રકાશ આપવાથી તે પાતરાં પાછાં ખીલે છે! આ એકજ હકીકત ખાસ ધ્યાન પુગાડવાજોગ છે કે જો બતીઓનો પ્રકાશ વનસ્પતિ ઉપર કાંઇ પણ અસર કરી શકતો હોય તો ગ્રહોનો પ્રકાશ તેવી કોઇ અસર વધારે જોરથા શા માટે નહીં કરે? કેટલાક વનસ્પતિ શાસ્ત્રીઓ એવું અનુમાન કરતા હતા કે વનસ્પતિઓ ઉપર રોશનીની નહી પણ ગરમીની અસર થાય છે. આ અનુમાન મંસ્યૉ ઝાન્તેદેશી નામના વિદ્વાને કીધેલા અખ્તરાઓથી રદ થાય છે, અને ચંદ્રની વનસ્પતિ ઉપરની અસરને તેથી ટેકો મળે છે:

"M. Zantedeschi, from experiments performed at the Botanic Gardens at Venice, Florence, and Padua, maintains that the lunar rays affect the motions of sensitive plants. He distinctly traced the movements to the influence of the moon's light, and not to the action of heat.'—(*Balfour's Class Book of Botany*, p. 495.)

"વૅનીસ, ફ્લૉરૅન્સ અને પૅડુઆ ખાતેના વનસ્પતિ વિદ્યાને લગતા બગીચાઓમાં કીધેલા અખ્તરાઓ ઉપરથી મંસ્યૉ ઝાન્તેદેશી જણાવે છે કે શરમાઉ રોપાઓની હીલચાલ ઉપર ચંદ્રમાનાં કીરણો અસર કરે છે. એ હિલચાલો ગરમીની અસરને આભારી નથી, પણુ ચંદ્રની રોશનીની અસરને આભારી છે, એમ તેણે ખુલ્લું સાબેત કીધું છે."

પ્રોફેસર બાલફર આગળ ચાલતાં જણાવે છે કે કેટલાંક ફુલો સાધારણ બતીની રોશનીથી ખીલે છે. ક્રોકસનાં ફુલો એક "આરગાન્ડ લૅમ્પ" ની રોશનીથી ખીલવી શકાયાં હતાં, અને "જેન્શીયાના વરના" નાં ફુલો એક સાધારણુ ગૅસની બત્તીની રોશનીથી ખીલવવામાં આવ્યાં હતાં. વળી ઘેરાયલી, વાદળવાળી રૂતુ અને વરસાદ ફુલોને ખીલતાં અટકાવે છે, અને કેટલાંક ખીલેલાં ફુલોને બંધ કરી નાખે છે!

પણુ સૂર્યની રોશનીને આડો હાથ કરીને અટકાવવાથી ફુલની ખુસ્બો જતી રહે છે, એમ જ્યારે વિદ્વાનો જણાવેછે, ત્યારે શું ધારવું?

"According to Recluz, the flowers of a plant called by him Cacalia septentrionalis are odoriferous when the sun shines upon them, but when the sun's rays are intercepted by arti-

ficial means, even by interposing the hand, the odour disappears. The odour returns when the sun's rays are admitted." (*Idem*, p. 546.)

"રેકલુઝના જણાવ્યા મુજબ કેકેલીઆ સૅપ્ટેનટ્રીયૅનૅલીસ નામના એક રોપાનાં ફુલ, જ્યારે સૂર્ય તેઓની ઉપર પ્રકાશે છે ત્યારેજ ખુસ્બો આપે છે; પણ જ્યારે સૂર્યનાં કીરણોને કોઇ રીતથી—માત્ર હાથ આડો કરીને પણ—અટકાવવામાં આવે છે, ત્યારે તે ખુસ્બો નાબુદ થઇ જાય છે. જ્યારે તે કીરણોને પાછાં તે ફુલો પર પડવા દેવામાં આવે છે, ત્યારે ખુસ્બો પાછી નીકળે છે."

આ અખ્તરાઓ અને મતો ઉપર વિવેચન કરતાં આ બાબદ બહુ લંબાણુ થઇ પડે એ દેખીતું છે, માટે વિચારવંત અભ્યાસીઓ માટે જોઇતાં સાધનો ઇશારારૂપે મુકી જવું વધારે સલાહકારક ધારવામાં આવે છે. અમો ધારીયે છીયે કે વનસ્પતિ માત્ર ઉપર આકાશી શક્તિઓની થતી અસર માટે વિચાર કરવાને પુરતો ખોરાક અત્રે રજુ કરવામાં આવ્યો છે.

***

૫.

દુન્યાંની તમામ પેદાયશના ત્રણ મુખ્ય ભાગો પડેલા ગણાય છે, અને તે ત્રણ ભાગો ખણીજ, વનસ્પતિ, અને પ્રાણી માત્રને નામે ઓળખાય છે. ખણીજ અને વનસ્પતિ ઉપરની ગ્રહોની અસરનો કાંઇક ખ્યાલ આજની વિદ્યાને આધારે આપણે મેળવ્યો. હવે પ્રાણી માત્ર ઉપર ગ્રહોની કેવી અસર થાય છે તે જોઇએ. પ્રાણી માત્રમાં તમામ જાનદાર પેદાયશ—પશુ, પંખી અને માણસો—સમાઇ જાય છે. જે કાયદા માણસને લાગુ પડે છે તેજ કાયદા એક કે બીજે રૂપે તમામ જાનદાર પેદાયશને લાગુ પડે છે.

આગળ જણાવવામાં આવ્યું છે કે સૂર્ય કે ચંદ્રનાં ગ્રહણ વખતે જન્મ પામેલું બાળક જીવતું નથી, અને જો કદી જીવવા પામે તો બહુ દુઃખી રહે છે. વળી ગ્રહણ વખતે એક ગર્ભવંતિ સ્ત્રી કે તેણીનો ખાવીંદ ચોક્કસ જ્યોતિષ વિદ્યાને લગતા નિયમોનો ભંગ કરે છે તો તેની અસર જન્મ પામનાર બાળક ઉપર થયા વગર રહેતી નથી. જ્યોતિષના આ કાયદા એટલા અચુક છે કે આ વિદ્યાની સચ્ચાઇ તપાસવા માટે માત્ર

આવા કેટલાક દાખલાઓજ પુરતા થઇ શકે છે. આ કાયદો ખરેખર કેટલું બળ ધરાવે છે તેની ખાત્રી સચ્ચાઇની શોધ કરવા ચહાનાર કોઇપણ માણસ સહેલથી કરી શકે તેમ છે.

માણસોમાં ખોડખાંપણવાળા જન્મો જેમ થાય છે તેમ જાનવરોમાં પણ બને છે. મોટાં જાનવરખાનાંઓમાં આવા બનાવો ઘણીવાર જણાય છે. ત્રણ પગે જન્મેલો એક બકરો, સાતપગ સાથનું એક બકરીનું બચ્ચું (જે જન્મતાંજ મરણ પામ્યું હતું), ત્રણ પગનો સસલો વગેરે જાનવરો આ લખનારે નજરે જોયલાં છે. આવા ફાંટાબાજ જન્મોનું કારણ શું? કારણ વગર કોઇ પણ પરિણામ નીપજતું નથી, એ આજની આગળ વધેલી વિદ્યાનો માનીતો પાઠ છે. ત્યારે આ પરિણામો કયાં કારણથી ઉત્પન્ન થયાં? કુદરત ફાંટાબાજ નથી, તે કાયદાથી કામ કરે છે, અને તેના કાયદા પક્ષપાત હોતા નથી. જે કાયદો એક ઓરતના ગર્ભમાં એક ખોડખાપણ-વાળું બાળક ઉત્પન્ન કરે છે, તેજ કાયદો એક જાનવરની માદાના ગર્ભમાં એક ખોડખાંપણવાળું જાનવર પેદા કરે છે.

પેદા કરવાની શક્તિ ઘણી જાતનાં જાનવરોમાં શ્રાવણ, ભાદરવો અને આસો એ ત્રણ માસમાં ખાસ કરી ઉત્પન થાય છે, એ હકીકત ગામડાંમાં વસનારાં ઘણાંઓને અજાણી ન હોય. એમ થવાનું કારણ રૂતુ કે હવાનાં ફેરફારનું ધારવામાં આવે; પણ રૂતુ કે હવાના ફેરફારનો સઘળો આધાર ગ્રહોની આકાશમાંની સ્થીતિ ઉપર છે, અને ખાસ કરી આ કામમાં ચંદ્ર મુખ્ય ભાગ ભજવે છે, એ વાત ભુલવી જોઇતી નથી. વાયુચક્ર શાસ્ત્રીઓ આટલું તો કબુલ કરે છે કે ચંદ્રની આકાશમાંની સ્થીતિ પર હવાની ઉપર થતાં દબાણનો કાંઇક દરજજે આધાર રહે છે.

"There is a small fluctuation in the pressure of the atmosphere depending on the position of the moon."—'*A Treatise on Meteorology*' by Elias Loomis, p. 20.

"હવાનાં દબાણમાં થતો થોડોક ફેરફાર ચંદ્રમાની સ્થીતિ ઉપર આધાર રાખે છે."

જ્યોતિષ વિદ્યામાં ઝાડપાન અને જાનવરી પેદાયશને લગતા જન્મના પણ નિયમો સમાયલા છે. આ બાબદને લગતું જ્ઞાન એટલું બધું ભુલાતું ગયું છે, કે એ વિદ્યાના નિયમો સારી રીતે જાણનાર વિદ્વાનો આજે કવ-ચીતજ જણાય છે. આવી ઉંચા પ્રકારની વિદ્યાઓનાં જ્ઞાનની ગેરહાજ-

રીમાં તે વિદ્યાની સચાઇ સામે શક લઇ જવામાં આવે છે, પણ તે વિદ્યાને ખીલવી જ્ઞાનથી કે અનુભવથી ખાત્રી કરવાની કોશેશ થતી જણાતી નથી. ખાસ કરી પુરાતન પ્રજાઓના જે વારેસો એ વિદ્યાઓના અખુટ ભંડારનો કીમતી વારસો ધરાવે છે, તેઓજ એ વિદ્યાની જાહેરમાં જ્યારે હસી કરવા બહાર પડે છે, ત્યારે આપણને તેમનાં કમભાગ્ય માટે દલગીરી ઉત્પન્ન થાય છે.

પારસી, હિંદુ અને ઇસ્લામી પ્રજાઓ જેઓનાં પુરાતન પુસ્તકો જ્યોતિષના એલમથી ખાલી નથી, તેઓમાંનાજ કેટલાક બીન અનુભવી અને બીન જોખમદાર લેખકો જાહેર પત્રોમાં જ્યોતિષ વિદ્યાની હસી કરવામાં મોજ માને છે, અને એ વિદ્યાની સહેલ કે સાદી અજમાયશ કરવાની પણ કોશેશ કરતા નથી, તેમજ એ વિદ્યાની ખીલવણી તરફ અફસોસકારક બેપરવાહી દેખાડે છે, ત્યારે આપણને તેઓની લેખક વિદ્યા અને જાહેર પ્રજાને કેળવવાની તેમની કાળજી માટે કુદરતી કચવાટ પેદા થાય છે.

પશ્ચિમ તરફના **જડવાદી** સાયન્ટીસ્ટો જેમનો વર્ગ દીનપરદીન નાનો થતો જાય છે, તેમનાં મતો હવે વજનદાર ગણાતાં નથી. આગળ વધતી વિદ્યાઓ પૂર્વ તરફના દેશોનાં પુરાતન જ્ઞાનને માન આપે છે, અને પહેલી પંક્તિના નામીચા વિદ્વાનો પુરાતન ધર્મ પુસ્તકોમાં સમાએલી દંતકથાઓને વટીક તેમનાં ખરાં રૂપમાં જોવા અને સમજવા લાગ્યા છે, અને તેવી દંતકથાઓમાંથી ઉંચા પ્રકારની વિદ્યાઓને લગતી સચ્ચાઇઓ શોધી કાઢે છે.

ખગોળ વિદ્યાને લગતી સચ્ચાઇઓથી પુરાતન જમાનાની પ્રજાઓ તદન અજ્ઞાન હતી એમ કહેનારા **જડવાદી** ખગોળ વેત્તાઓ આજે ઓછા નથી, કારણ પુરાતન પ્રજાઓનાં ભેદી લખાણો તરફ તેઓએ નજર વટીક નાખેલી હોતી નથી. પણ જેઓ હાલની ખગોળ વિદ્યાને લગતી ગણત્રીઓ પાછળ હઠાવતા જઇ પુરાતન જમાનાઓને લગતી હકીકતો ઉપજાવી કાઢે છે, તેઓ પુરાતન પુસ્તકોમાંથીજ નહી, પણ પુરાતન પથરોમાંથી વટીક જ્ઞાન મેળવે છે, અને તે પથરમાં મુંગી ભાષામાં લખી જનારા જ્ઞાની પુરૂષોને ઘટતું માન તેઓ આપે છે. અસલી હિંદુ અને પારસી પ્રજાઓ ખગોળ વિદ્યાને લગતું કેટલું અચુક અને સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા, તેનો ખરો ખ્યાલ ઑનરેબલ ઇ. એમ. પ્લંકેટનાં " પુરાતન પંચાગો

અને નક્ષત્રો " ( Ancient Calendars and Constellations, by the Hon. E. M. Plunket )નામનાં પુસ્તક ઉપરથી બહુ સારી રીતે મળી શકે છે. પરસીપોલીસનાં પુરાતન બાંધકામોના ચીતારો આપી આ લખનાર તે વખતની પ્રજાનાં ખગોળ વિદ્યાનાં સંપુર્ણ જ્ઞાનનો જે હેવાલ આપે છે તે પારસી પ્રજાએ મગરૂરી સાથે ધ્યાનમાં લેવા જોગ છે. હિંદુ અને ચીનાઇ પ્રજાઓનાં પુરાતન વર્ષોની ગોઠવણનો આ લખનારનો ખોલાસો બહોળાં જ્ઞાન, ઉંડી સમજ શક્તિ અને પુરાતન ભેદો ઉકલાવી સચ્ચાઇ શોધી કાઢવાની તેની ખુબી ભરી વળણનો ખુલ્લો પુરાવો આપે છે. આ રીતે એક જુદદીન કે " મ્લેચ્છ " લખનાર જ્યારે પારસી પ્રજાઓના ભેદી જ્ઞાનનાં ભિત્તરમાં દાખલ થઇ તે પ્રજાઓને વાજબી ઇન્સાફ આપે છે, ત્યારે તેજ પ્રજાઓના અજ્ઞાન વારેસો પોતાના જ્ઞાની વડવાઓને ગંભીર ગેરઇન્સાફ કરે છે.

જ્યોતિષ વિદ્યાની વિરૂદ્ધમાં લાવવામાં આવતી એક મુખ્ય દલીલ એ છે કે ગ્રહો તો માત્ર પૃથ્વીનાં જેવા માટીના ગોળા છે; તેઓ આ પૃથ્વી ઉપર કોઇ પણ જાતની અસર કેમ કરી શકે? ઇન્સાન પોતેબી એક " મટ્ટીનું પુતળું " છે, છતાં તે પોતાની આરપાસ ઘણાં બહોળાં પ્રમાણમાં સારી કે માઠી અસર ઉપજાવી શકે છે, એ બીના કોઇબી સાદી સમજ ધરાવનાર માણસ ના પાડી શકશે નહી. પણ વળી કદાચ તકરાર ઉઠાવવામાં આવે કે ઇન્સાનને જીવ છે: ગ્રહો તો જીવ વગરના છે. તે માટીના ગોળા છે, અને કેટલાક જડવાદી ખગોળવેત્તાઓના કહેવા મુજબ તેઓમાં જુદી જુદી ધાતુઓ, ગૅસો વગેરે છે. ત્યારે સવાલ પેદા થાય છે કે જીવ કે હોશ વગરના આ ગોળાઓ પોતાના મુકરર કરી આપેલા રસ્તાઓ ઉપર નિયમસર આગળ વધે, પાછળ હટે અને સ્થિર થાય તે બનવા જોગ છે કે? તેમની પેલીમેર—તેમનાં ભિત્તરમાં—ખરેખર શું કોઇ " શક્તિ " નથી?

જ્યોતિષ વિદ્યામાં ગ્રહોને આપવામાં આવેલા ગુણો, તેઓથી ઉપજતી અસર વગેરે માટે કેટલાક લખનારાઓ ટકોર કરે છે. પણ અનુભવ આપણને દેખાડે છે કે એક સદાનો હસમુખો માણસ વગર કારણે કેટલીક વખત ગમગીન બની જાય છે. એક ગુનેહગાર માણસ એકાએક ફેરવાઇ જઇ પોતાની જીંદગીને સુધારી નાખે છે. એક ફકીર પળવારમાં રાજા થાય છે. મોટાં રાજો નજીવા બનાવોથી તારાજ થાય છે. દોલતની

રેલછેલમાં જન્મેલો માણસ એકાએક આફતના ઉપરાસાપરી ફટકાઓથી પાયમાલ થઇ જઇ ભીખારી બને છે. શાહ સોદાગરો વગર કારણે ખુહાર થઇ જાય છે. આ બધા બનાવો આગલાં કારણોનાં પરિણામો છે, કે જે પરિણામો તે સર્વ શક્તિમાન સાહેબની નેમાયલી "શક્તિઓ" તેમના મુકરર થયલા વખતે અચુક રીતે આપે છે.

ખુદ જડવાદી ખગોળ વેત્તાઓ વટીક જો વગર તાસુબીએ શોધખોળ ચલાવે છે, તો તેઓ ખરી હકીકત જાણવા પામે છે, અને તે ખુલ્લાં દીલે તેઓ જાહેર કરે છે. તેવો એક લખનાર જ્યૉર્જ ફૉર્બ્સ છે, જેના નીચલા વિચારો ધ્યાનમાં લેવા જોગ છે:

"If the ancient Chaldœans gave to the planetary conjunction an influence over terrestrial events, let us remember that in our time, people have searched for connection between terrestrial conditions and periods of sun-spots: while De La Rue, Loewy, Balfour Stewart thought they found a connection between sun-spot displays and the planetary positions. Thus we find scientific men, even in our own time, responsible for the belief that storms in the Indian Ocean, the fertility of German vines, famines in India, and high or low Nile floods in Egypt follow the planetary positions."—*History of Astronomy*, by George Forbes, pp. 2–3.

"જો પુરાતન ખાલ્દીયન લોકો પૃથ્વીપરના બનાવોને ગ્રહોના યોગોની અસરથી બનતા જણાવતા હતા, તો આપણા પોતાના જમાનામાં પણ પૃથ્વીની જુદી જુદી હાલતો અને સૂર્યનાં ધાબાંઓના અસાધારણ ફેલાવાના વખત વચ્ચે લોકોએ કાંઇક સંબંધ શોધી કાઢયો છે. જ્યારે ડ લા રૂ, લોઇ, અને બાલ્ફૂર સ્ટુઅર્ટ નામના ખગોળ શાસ્ત્રીઓ એવું ધારતા હતા કે સૂર્યનાં ધાબાંની ગોઠવણ અને ગ્રહોની આકાશમાંની સ્થીતિ વચ્ચે પણ કાંઇ સંબંધ તેઓએ શોધી કાઢયો હતો. આ રીતે આપણા પોતાના જમાનામાં પણ વિદ્વાન માણસોને એવું મત ફેલાવતા આપણે જોઇયે છીયે કે હિંદી મહાસાગરમાંનાં તોફાનો, જરમન દરાખના પાકની આબાદી, હિંદુસ્તાનમાં પડતા દુકાળો, અને મીસર દેશમાં નાઇલ નદીમાં આવતી નાની કે મોટી રેલો ગ્રહોની અસરને આભારી છે."

ડ લા રૂ, લોઇ અને બાલ્ફૂર સ્ટુઅર્ટ "ઠગારા" ન હતા, તેઓ

અભણ ન હતા. કોઇ પણ રીતે જેઓ જ્યોતિષ વિદ્યાની ટકોર કરવાની શોખાઇ કરે છે તેઓ કરતાં તે વિદ્વાનો ઘણે દરજ્જે જ્ઞાની અને ચઢીયાતા હતા.

આ વિદ્વાનોનાં ઉપલાં મતોપરથી ત્યારે હવે ખેતીમાં પડતા તીડો વગેરે ઉપદ્રવો અને આફ્તો, જુદા જુદા મુલકોમાં અને જુદી જુદી પ્રજાઓમાં ચોકસ વખતે ફેલાતા મરકી, કોલેરા વગેરે રોગો અને તેમનાં જંતુઓનો કાંઇક ખોલાસો જ્યોતિષ વિદ્યાજ આપી શકે એમ સિદ્ધ થાય છે.

માણસનાં શરીર ઉપર સૂર્યનાં તડકાંથી થતી અસર જગજાહેર છે. સૂર્યથી પીત્તનો ઉછાળો, ગરમી, તાવ, માથાંનો દુખારો, લુ વગેરે બીમારીઓ ઉત્પન થાય છે. વળી ચોક્કસ બીમારીઓ વખતે હાલના આગળ વધેલા વિદ્વાનો સૂર્યનાં તડકાંનું અંગોળ ( Sun-bath ) ફાયદાકારક ગણે છે.

ચંદ્રની અસર માનવાને ઘણાઓ આનાકાની કરે છે, છતાં આટલી તો વગર શકે પુરવાર થયલી બીના છે કે ખહી, હાંફણુ, દીવાનાપણું વગેરે દરદોને ચંદ્ર સાથે બહુ ધાડો સંબંધ છે, અને ચંદ્રની આકાશમાંની સ્થીતિ મુજબ એ દરદો વધે છે અને ઘટે છે. આંખનાં દરદો સાથે પણ એ આકાશી ગોળો તાલુકો રાખે છે. આ બાબદ માટે જો તબીઓ ખાસ અવલોકન કરે તો તેઓ દુઃખ દરદો માટે ઘણો કીમતી અનુભવ મેળવી શકે તેમ છે.

“ આયુર્વેદ રહસ્યાર્ક ” નામનાં ગોંડળમાં પ્રગટ થતાં એક વૈદક માસીક ચોપાન્યાંના સંવત ૧૯૭૧ ના માઘ માસના અંકમાં ડૉ૦ જીવનલાલ દુલ્લભજી વ્યાસ નામે તબીબ એક આંખના દરદી માટેનાં પોતાનાં અવલોકનનું પરિણામ રજુ કરે છે, તે વાંચવા જોગ છે. આ દરદીને “ આઇરાઇટીસ ” ( Iritis ) નામનું આંખનું દરદ લાગુ પડયું હતું. તે શુદ સાતમથી શરૂ થયું ને પુનમ પછી નરમ પડયું. વદ પક્ષના દિવસો સારા ગયા અને શુદ પક્ષની શરૂઆત સાથે વળી દરદ પ્રગટ થયું. આ રીતે ચંદ્રના વધવા સાથે દરદ વધતું અને ચંદ્રના ઘટવા સાથે તે પણ ઓછું થતું.

તબીબો પોતાના દરદીઓના બીકટ રોગોમાં થતા ફેરફારો માટે જો અવલોકન કરતા હોય તો જ્યોતિષ વિદ્યાની ઘણીક સચ્ચાઇ માટે તેમની ખાત્રી થાય. આગલા જમાનાઓમાં તબીબી વિદ્યા અને જ્યોતિષ વિદ્યાનો અતલગનો સંબંધ બરોબર સમજવામાં આવતો હતો, અને જ્યોતિષ વિદ્યાનો અભ્યાસ તબીબો માટે જરૂરનો ધારવામાં આવતો હતો.

આપણે જાણીયે છીએ કે એકજ રોગ ગરમીથી, શરદીથી કે વાયુથી પણ ઉત્પન્ન થઇ શકે છે, અને તે કારણને અનુસરીને તેના ઉપાયો લેવામાં આવે તો તે રોગ વહેલો મટે એ કુદરતી છે. તે કારણ જાણવા માટે જ્યોતિષ વિદ્યાનું જ્ઞાન જરૂરી છે. તેની ગેરહાજરીમાં દરદી ઉપર જુદી જુદી દવાઓની રોજ અજમાયશ થાય છે, અને તે અજમાયશને આધારે દરદીનાં વધતાં ઓછાં દુખને ભોગે ડાક્ટર "અનુભવ" મેળવે છે! અંગ્રેજી વૈદાંનો અભ્યાસ કરનારા "ડાક્ટરો" કદાચ જાણતા ન હોય કે એ વૈદાંનો "પીતા" હીપોક્રેટસ પોતે જ્યોતિપ વિદ્યાને બહુ અગત્યતા આપતો હતો.

"Hippocrates, the 'father of medicine' ranks astrology among the most important branches of knowledge to the physician, and Tycho Brahe and Lord Bacon were firm believers in its mysteries." —*Orbs of Heaven*, by O. M. Mitchell, A. M., p. 28.

"એક તબીબ માટે ખાસ અગત્યનાં જ્ઞાનની બાબદોમાં 'વૈદાંનો પીતા' હીપોક્રેટસ જ્યોતિપ વિદ્યાને સૌથી અગત્યની ગણે છે, અને ટાઇકો બ્રાહે અને લોર્ડ બેકન જ્યોતિપ વિદ્યાના ભેદોના ચુસ્ત પુંજારીઓ હતા."

ટાઇકો બ્રાહે એક નામીચો ખગોળવેત્તા હતો, તેની ઘણીક શોધોને આજની ખગોળ વિદ્યા આભારી છે. જ્યોતિષ વિદ્યાનાં તેનાં જ્ઞાન માટે જ્યૉર્જ ફોર્બસ પણ આપણને ખાત્રી આપે છે.

"It is an interesting fact that Tycho Brahe had a firm conviction that mundane events could be predicted by astrology, and that the belief was supported by his own predictions."—*History of Astronomy*, p. 37.

"આ એક જાણવાજોગ હકીકત છે કે જ્યોતિષ વિદ્યાની મદદથી દુન્યાને લગતા બનાવોની આગાહી થઇ શકે એમ ટાઇકો બ્રાહે ખાત્રીથી માનતો હતો, અને તેનાં એ મતને તેની પોતાની આગાહીઓ ખરી પડવાથી ટેકો મળતો હતો."

જેઓ આ નામીચા ખગોળવેત્તા વિશે કાંઇપણ જાણતાં હશે, તેઓ સમજી શકશે કે તે અજાણ, વહેમી કે કમઅક્કલ ન હતો. વળી લોર્ડ બેકન જેનાં કેટલાંક પુસ્તકો આજે કાૅલેજમાં શીખતા અભ્યાસીઓના ક્રમમાં મુખ્ય જગ્યા ધરાવે છે, અને જેનાં બીજાં પુસ્તકોમાં સમાયલી

વિદ્વતા અને ફીલસુફી માટે એ મત છેજ નહી, તેનાં જ્યોતિષ વિદ્યા માટેનાં મતનું કેમ? તેની આટલી બધી વિદ્વતા, જ્ઞાન અને ફીલસુફી છતાં તે "વહેમી" શા માટે બન્યો હશે? પણ આ નામીચા વિદ્વાનો માટે વધુ વિવેચન હવે પછી કરીશું, તે પહેલાં ચંદ્રની માણસના શરીર કે મન ઉપર થતી અસરો આપણે આગળ તપાસીયે.

***

૬.

જ્યોતિષ વિદ્યા પ્રમાણે તમામ જાનદાર પેદાયશની જીંદગી સાથે ચંદ્રને ધારો સંબંધ છે તે જીંદગીની શરૂઆત કરે છે, તેમ તે જીંદગી ખુંચવી લેનાર પણ ગણાય છે. તેની અસર જ્યારે માઠી હોય છે ત્યારે તે જીવન શકિત ચુસી લેનાર થઇ પડે છે. ખહી, હાંફણુ, દીવાનાપણું વગેરે રીબાવનારાં દુઃખ દરદો સાથે તેને ખાસ સંબંધ છે. ચંદ્રની બાતેનની અસર માટેનું મેડમ બ્લાવાટસ્કીનું નીચલું મત જ્યોતિષ વિદ્યાના અભ્યાસીઓનેજ નહી, પણ ધર્મ સંબંધી ફીલસુફીના અભ્યાસીઓને પણ ઉપયોગી થઇ પડશે:—

"The influences of the moon are wholly psycho-physiological. It is dead, sending out injurious emanations like a corpse. It vampirizes the earth and its inhabitants, so that any one sleeping in its rays suffers, losing some of his life-force. A white cloth is a protection, the rays not passing through it, and the head especially should be thus guarded. It has most power when it is full. It throws off particles which we absorb, and is gradually disintegrating. Where there is snow, the moon looks like a corpse, being unable, through the white snow, to vampirize effectually. Hence snow-covered mountains are free from its bad influences."—*The Secret Doctrine.*

"ચંદ્રની અસર પુરેપુરી મન અને શરીરને લગતી છે. તે મરણ પામેલો ગ્રહ છે, અને એક મરણ પામેલી લાસની માફક તે નુકશાનકારક તત્વો બહાર ફેંકે છે. તે પૃથ્વી અને તેના રહેવાસીઓની જીવન શકિત ચુસી લે છે, અને જેઓ તેનાં કીરણો હેઠળ ખુલ્લા સુવે છે, તેઓ પોતાની જીવન શકિત ખોઇને દુઃખી થાય છે. એક સફેદ કપડું બચાવ કર્તા થઇ

પડે છે, કારણ ચંદ્રનાં કીરણો તેમાંથી પસાર થઇ શકતાં નથી, અને ખાસ કરી માથાંને તે રીતે બચાવવું જોઇએ *. જ્યારે તે પુનમ વખતનો હોય છે ત્યારે તે બહુ બળવાન હોય છે. તે બારીક રજકણો ફેંકે છે, કે જે આપણે ચુસી લઇયે છીયે, અને તે રીતે તેનાં કણો છુટાં પડતાં જાય છે. જ્યાં બરફ હોય છે ત્યાં ચંદ્ર એક મુરદાં જેવો જણાય છે, કારણ તે સફેદ બરફમાં થઇને પોતાની અસર બરોબર રીતે લાગુ પાડી શકતો નથી. આટલા માટે બરફથી ઢંકાયલા પહાડો તેની ખરાબ અસરથી મોકળા છે."

મેડમ બ્લાવાટસ્કીના ઉપલા શબ્દો સાધારણ વાંચનારાંઓને નવાઇ જેવા લાગશે, તો જો કે આ શબ્દો કેટલાક જરથોસ્તી રેવાજોમાં સમાયલી ખુબી ભરી ફીલસફીનો સંતોશકારક ખોલાસો કરે છે. પણ જ્યોતિષ વિદ્યાના અભ્યાસીઓને ઉપલા ફકરામાંથી ઘણું સમજવાનું મળશે. બરફવાળા ભાગો ઉપર ચંદ્રની ખરાબ અસર લાગુ પડતી નથી એ બીના ધ્યાન પુગાડવા જોગ છે. ગરમ દેશોમાં ચંદ્રની અસર ઘણું જોર ધરાવતી સિધ્ધ થઇ છે, અને તેનો અનુભવસિધ્ધ હેવાલ આપણને માર્ટીનની 'હીસ્ટરી ઑાવ ધી બ્રીટીશ કોલોનીઝ' માં મળે છે. ચંદ્રની જાનદાર પેદાયશ ઉપરની અસર માટેનાં આ લખનારના વિચારો જ્યોતિષ વિદ્યાના વિરોધીઓ માટે વિચાર કરવા જોગ છે.

"Of the effects of the moon on animal life, very many instances could be cited. I have seen, in Africa, newly littered young perish in a few hours, at the mother's side, if exposed to the rays of the full moon; fish become rapidly putrid, and meat, if left exposed, incurable or unpreservable by salt; the mariner heedlessly sleeping on the deck becoming afflicted with nyctolopia or night-blindness; at times the face hideously swollen if exposed, during sleep, to the moon's rays; the maniac's paroxysms renewed with fearful vigour at the full and change; and

---

* પારસી બાનુઓનાં માથાંબાનાંમાં અને રાત્રે ઉઘાડે માથે નહી સુવાના જરથોશતી રેવાજમાં શરીર અને મનની જાળવણીનો કાંઈ છુપો અને ફાયદાકારક નિયમ સમાયલો જણાશે.

the cold, damp chill of the ague supervening on the ascendancy of this apparently mild yet powerful luminary. *Let her influence over this earth be studied; it is more powerful than is generally known.*"*—*Martin's History of British Colonies.*

" જાનવરોની જીંદગી ઉપરની ચંદ્રની અસરના ઘણા દાખલાઓ ટાંકી શકાય એમ છે. આફ્રિકામાં જાનવરોનાં તરતનાં જનમેલાં બચ્ચાંઓને પુનમના ચંદ્રનાં કીરણો હેઠળ ખુલ્લાં મુકવામાં આવવાથી, પોતાની માની બાજુમાં હોવા છતાં, ફક્ત થોડા કલાકમાં મરણ પામતાં મેં જોયાં છે. ચંદ્રનાં કીરણો હેઠળ ખુલ્લી મુકવામાં આવતી માછલી વહેલી કોહી જાય છે; અને માંસને જો તેવી રીતે ખુલ્લું મુકવામાં આવે તો નીમક લગાડવા છતાં તે કોહી જતું અટકતું નથી; વહાણનાં તુતક ઉપર બેપરવાહીથી સુતેલો ખલાસી રતાંધળાપણાંથી દુઃખી થાય છે; અને જો ઉંઘમાં, ચંદ્રનાં કીરણોમાં તેનો ચહેરો ખુલ્લો રહે છે, તો તે ભયભરી રીતે સુજી આવે છે. દીવાના માણુસનાં દુઃખનો હુમલો પુનમ અને ચાંદરાત વખતે ભયભર્યાં જોર સાથે ઉભરી નીકળે છે. અને આ દેખીતા નરમ પણ જોરાવર આકાશી ગોળાનાં બળના વધવા સાથેજ ટાઢીયા તાવનો ઠંડો, શરદ હુમલો પણ વધી આવે છે. **ચંદ્રની આ પૃથ્વીપરની અસરનો અભ્યાસ થવો જોઈએ; તે અસર સાધારણ રીતે માનવામાં આવે છે તે કરતાં જોરદાર છે.** "

માર્ટીન એક જોશી નથી, કે તે જ્યોતિષ વિદ્યાનો હિમાયતી નથી. તે એક તવારીખનવેશ છે, અને માત્ર અનુભવથી વિદ્યાની એક સચ્ચાઇ જાહેર કરે છે. તેણે જણાવેલી હકીકત પુરાતન પ્રજાઓમાં જમાનાઓથી મનાતી આવી છે, પણ સાયન્સ જ્યારે કેટલીક નહી સમજ પડે એવી બાબદોના ખોલાસા આપી શકતી નથી, ત્યારે પુરાતન હકીકતોને " વહેમ " ના છાપ હેઠળ રદ કરવાની કોશેશ કરે છે, પણ તેમ કરવા જતાં તેના પુંજારીઓ પોતાને કઢંગી સ્થીતિમાં મુકે છે, અને વિદ્યાના વધારામાં ખરેખર અટકાવ નાંખે છે. સાયન્સની દરેક શાખા હજી સંપૂર્ણતાની ટોંચે પુગી નથી. હજી તો તે કદમે કદમ આગળ ચાલે છે. આજે એક અનુમાન સિદ્ધ થયદું જાહેર થાય છે, અને થોડા વખતમાં તે અપૂર્ણ જણાઇ તે

* The italics are ours.—A. N. B.

મારે વધુ શોધખોળ ચાલે છે. આ ઉપરથી મેડમ બ્લેવાટસ્કી વાજબી રીતે નીચલા ટીકા કરે છે :—

"The prevalence of such revolutionary ideas in science, embolden us to ask the representatives of science whether they can explain why the tides follow the moon in her circling motion? The fact is, they cannot demonstrate even so familiar a phenomenon as this, one that has no mystery for even the neophytes in alchemy and magic. He would also like to learn whether they are equally incapable of telling us why the moon's rays are so poisonous, even fatal, to some organisms; why in some parts of Africa and India a person sleeping in the moon-light is often made insane; why the crises of certain diseases correspond with lunar changes; why somnambulists are more affected at her full; and why gardeners, farmers, and woodmen cling so tenaciously to the idea that vegetation is affected by lunar influences? Several of the mimosa alternately open and close their petals as the full moon emerges from or is obscured by clouds. . . . . . . . . : . . . . Thus if science cannot explain the cause of this physical influence, what can she know of the moral and occult influences that may be exercised by the celestial bodies on men and their destiny; and why contradict that which it is impossible for her to prove false? If certain aspects of the moon effect tangible results so familiar in the experience of man throughout all time, what violence are we doing to logic in assuming the possibility that a certain combination of sidereal influences may also be more or less potential?"—*Isis Unveiled*, p. 273.

"સાયન્સમાં આવા વારંવાર ફેરવાતા વિચારોથી સાયન્સના પ્રતીનિધીઓને અમે પુછવાની હિમ્મત કરીયે છીયે કે (દરીયાની) ભરતી ચંદ્રની ગોળ ફરતી ગતીની પુઠે ફરતી રહે છે તેનું કારણ તેઓ સમજાવી શકશે કે? ખરી હકીકત આ છે કે, આવો એક હંમેશનો ચમત્કાર, કે જેમાં

ફીમીયાં અને ઉંચ પ્રકારનાં જાદુના શીખાઉઓ માટે વટીક કશા ભેદ જેવું નથી, તે તેઓ બરાબર સમજાવી શકતા નથી. વળી ચંદ્રના કીરણો કેટલાંક પ્રાણીઓ માટે ઝેરી બલકે નાશકારક શા માટે છે ? આફ્રિકા અને હિંદુસ્તાનના કેટલાક ભાગોમાં ચાંદરણાંમાં ઉંઘતો એક માણસ વારંવાર દીવાનો શા માટે થઇ જાય છે ? કેટલાંક દુ:ખદરદોના વધારાને ચંદ્રના ફેરફાર સાથે શા માટે સંબંધ છે ? ઉંઘમાં ચાલવાની ટેવ ધરાવનારાઓ ઉપર પુનમનો ચંદ્ર શામાટે વધુ અસર કરે છે ? અને વનસ્પતિ માત્ર ઉપર પુનમના ચંદ્રની અસર થાય છે, એ ખ્યાલને બાગબાનો, ખેડુતો અને કઠયારાઓ ચીવટાઇથી શા માટે વળગી રહે છે ? "લજામણી" ના છોડની કેટલીક જાતો પુનમનો ચંદ્ર વાદળાંથી ઢંકાઇ જાય છે, અને પાછો પ્રગટ થાય છે, તેમ પોતાનાં પાતરાં વારાફરતી ઉઘાડ બંધ શા માટે કરે છે ? આ સવાલોનો ખોલાસો કરવાને પણ તેઓ એકસરખા અશક્ત છે કે કેમ તે પણ અમે જાણવા માંગીયે છીયે . . . . . . . . . . . . . આ રીતે જો સાયન્સ દુન્યા ઉપર થતી ગ્રહોની ખાકી અસરનાં કારણો સમજાવી શકતી ન હોય તો, માણુસ અને તેની સરજત ઉપર આકાશી ગ્રહોથી થતી નીતિમાન કે આત્મીક અસરો વિષે તે શું જાણી શકે ? અને જ્યારે એક ચીજ ખોટી છે એમ સાબેત કરવી અશક્ય હોય, ત્યારે તેની વિરૂદ્ધ શા માટે થવું જોઇયે ? જો ચંદ્રની ચોક્કસ સ્થીતિ સઘળા જમાનાઓમાં માણુસ જાતના અનુભવમાં તદન જાણીતાં થઇ રહેલાં જાણુવાજોગ પરિણામો ઉપજાવી શકતી હોય, તો સેતારાઓના ચોક્કસ ગોગોની અસર વધારે કે ઓછી બળવાન હોય એમ માનવામાં તઇ શાસ્ત્રની સામે આપણે શો અપરાધ કરીયે છીયે !"

ઉપલા વિચારો મૅડમ બ્લૅવાટસ્કીના છે, અને જો કે તેમનાં "સીક્રેટ ડૉકટ્રીન" અને "આઇસીસ અન્વેલ્ડ" નામનાં બે ગંજાવર પુસ્તકો બીકટ સાયન્સના ભેદોના ખોલાસાઓથી ભરપુર છે, છતાં ઘણાકોને કદાચ આ વિચારો રૂચેનહી, એ બનવાજોગ છે. જેઓએ પશ્ચિમ તરફના સાયન્સની જુદી જુદી શાખાઓનો પુરતો અભ્યાસ કીધો હશે તેઓ આટલું તો જાણતા હોવા જોઇએ કે સાયન્સની ઘણી બાબદો હજી માત્ર અટકળ રૂપે, અનુમાન રૂપે છે, અને તેમાં મતફેર ચાલુ છે. છતાં પાકી ગણત્રી સાથની, અનુભવ સિદ્ધ કાયદાઓથી પુરવાર થઇ ચુકેલી "જ્યોતિષ વિદ્યા" સામે શક ઉઠાવવાની શોખાઇ એજ સાયન્સના કેટલાક પુંજારીઓ

કરે છે. જ્યોતિષ કાયદાઓ તો સહેલથી અજમાવી શકાય, અને તેમનાં ખરાપણાં માટે ખાત્રી થઇ શકે, તેમ છે. પણ ખગોળ વિદ્યાના "ઓરંગાઓ" નું કેમ?

જરથોસ્તી મજહબની અહુરમઝદ અને અહેરેમનની બે અકેકથી ઉલટી શક્તિઓ માટેની ફીલસુફીનો ઉંચી જાતની વિદ્યાને આધારે ખોલાસો આપનાર "એ મૉડર્ન ઝોરોઆસ્ટ્રીયન" (*A Modern Zoroastrian*) નામનાં પુસ્તકનો લખનાર સેમ્યુઅલ લેંગ નામીચા વિદ્વાન હક્સ્લીનો ચેલો થતો હતો. તે પોતે આગળ વધેલો એક સાયન્ટીસ્ટ હતો, અને ઇન્સાફની રાહે હાલની ખગોળ વિદ્યાની અપૂર્ણતા અને "ઓરંગાઓ' માટે તે નીચલા ટીકા કરે છે, જે એક સાયન્ટીસ્ટ તરફના હોવાથી કદાચ ઘટતું વજન પામશે:

"The astronomical conclusions are theories based on data so uncertain, that while in some cases they give results incredibly short, like that of 15 millions of years for the whole past process of formation of the solar system, in others they give results almost incredibly long, as in that which supposes the moon to have been thrown off when the earth was rotating in three hours, while the utmost actual retardation obtained from observation would require 600 millions of years to make it rotate in twenty-three hours instead of twenty-four."—*Modern Science and Modern Thought*, by Samuel Laing, p. 48.

"ખગોળ વિદ્યાને લગતાં અનુમાનો એવા અચોક્કસ મુદ્દાઓ ઉપર રચવામાં આવેલી તર્કો હોય છે, કે કેટલાક બનાવોમાં તે નહીં માની શકાય એવાં ટુંકાં પરિણામો રજુ કરે છે; જેમકે સૂર્ય મંડળની રચના થવા માટેની આખી ક્રિયાની મુદત માટે તે માત્ર ૧,૫૦,૦૦,૦૦૦ વર્ષો આપે છે; જ્યારે બીજા બનાવોમાં તે વળી નહીં માની શકાય એવી લાંબી મુદત રજુ કરે છે; દાખલા તરીકે તે ચંદ્રને પૃથ્વીમાંથી છુટા પડેલા એક ભાગ તરીકે ગણે છે, અને જણાવે છે કે પૃથ્વી જ્યારે ત્રણ કલાકમાં પોતાની ધરી ઉપર ફરતી હતી, ત્યારે ચંદ્ર તેમાંથી છુટો પડયો હતો; જ્યારે અવલોકન ઉપરથી જણાય છે કે ઘણામાં ઘણી પાકી ગણત્રી પ્રમાણે પાછળ હઠતાં પૃથ્વી હાલ ૨૪ કલાકમાં પોતાની ધરીપર ફરે છે, તેને બદલે તે ૨૩ કલાકમાં ફરતી હોય, તે જમાનો હગણાનાં ફરતાં

૬૦,૦૦,૦૦,૦૦૦ વર્ષો અગાઉ હોવો જોઇએ."

હવે શું ધારવું? "ઓરંગાઓ" જયોતિષ વિદ્યામાં છે કે ખગોળ વિદ્યામાં? આખાં સૂર્ય મંડળની રચનાની મુદત કરતાં પૃથ્વીથી ચંદ્રને છુટો પડવાની મુદત કેટલી બધી વધારે અગાઉ લઇ જવામાં આવે છે? વળી ખરેખર ચંદ્ર પૃથ્વીથી છુટો પડયો છે, કે પૃથ્વી ચંદ્રમાંથી જન્મ પામી છે તે એક સવાલ છે, અને હાલના જમાનાના ખગોળ શાસ્ત્રીઓની એ તર્કને નજદીકનાં ભવિષ્યમાં બીજો કોઇ વિદ્વાન ખોટી નહી પાડશે, તેની આપણી પાસે જામીનગીરી કશી નથી. "સીક્રેટ ડોકટ્રીન" એ માટે ઉલટુંજ મત આપે છે, પણ એ બાબદને આ વિષય સાથે હાલ નીસબત ન હોવાથી આપણે તે પડતી મુકીશું.

સાયન્સના "ઓરંગાઓ" માટે આ તો માત્ર એકજ દાખલો છે; એવા અસંખ્ય દાખલાઓ આપી શકાય તેમ છે; પણ અહીં હાથ ધરેલા વિષયને મજબુતી મળે એટલી પુરતીજ દલીલો રજુ કરી વિચારવંત અભ્યાસીઓ માટે રસ્તો ખુલ્લો કરી આપવાની નેમ રાખવામાં આવી છે, માટે આ બાબદના વધુ દાખલાઓની જરૂર ધારવામાં આવતી નથી.

***

૭.

ખણીજ, વનસ્પતિ અને પ્રાણીમાત્ર ઉપર ગ્રહોની થતી અસર માટેની તપાસ અને અવલોકન જેમ આગળ વધારવામાં આવે, તેમ નવા નવા અનુભવસિધ્ધ પુરાવાઓ મળતા જાય, એ દેખીતું છે. કુદરતની સચ્ચાઈ સદા એક અચળ હકીકત તરીકેજ રહેશે, અને જો કે નાસ્તીક મતનાં બળ હેઠળ તે ઘડીભર દબાઈ જશે, છતાં તે હકીકત કદી ખોટી તો ઠરનાર નથીજ.

અવલોકન ઉપરથી સાબેત થાય છે કે જે વનસ્પતિ વાદળની ગર્જના અને વીજળીના ચમકારાઓ હેઠળ પોતાની રચનાનું બંધારણ કરતી હોય છે, તે બહારથી સુંદર સ્વરૂપ ધરાવવા છતાં ભીતરથી સડેલી નીકળે છે. વળી ફળો અને પાતરાં ઉપર "સૈયડ" ને નામે ઓળખાતા ડાઘો પડી આવવાનું કાંઈ વાસ્તવિક કારણ જયોતિષ વિદ્યાના વિરોધીઓ આપી શકશે કે?

પક્ષિઓનાં ઇંડાં સેવણ બેસાડયા પછી જો વાદળ યા વીજળી થતાં રહે છે તો તે ઇંડાં કોહી જાય છે, એ વાત અનુભવીઓને અજાણી નથી.

જ્યોતિષ વિદ્યાની ખીલવણી તરફ હિંદમાં જે અફસોસકારક બેદરકારી દેખાડવામાં આવે છે, તેવી બેદરકારી ઇંગ્લંડ જેવા દેશોમાં નથી. એક વિદ્યાની ખીલવણી માટે અખ્તરાઓ, બારીક તપાસ અને અવલોકન કેટલી બધી હદ સુધી વાપરવામાં આવે છે, તેના દાખલા પશ્ચિમ તરફનાં સાહિત્યના વાંચકોને અજાણ્યા નથી. જ્યોતિષ વિદ્યાના એક આગળ વધેલા અભ્યાસી હીનરીક ડાઆથ જેવણે હિંદુ જ્યોતિષ શાસ્ત્રનો સારો અભ્યાસ કીધેલો છે, તેમનું ધ્યાન વરાહ મીહિરાચાર્યનાં બ્રહત્ જાતકમાં જાનવરોના જન્મ માટેની બીના ઉપર ખેંચાતાં, તેવણે જાનવરોનો જન્મ વખત નોંધી લઈ તેમની કુંડળીઓ ઉપજાવી તપાસ કરવા માંડી, અને પરિણામમાં ૧૯૦૪ના એપ્રીલ માસનાં "ધી હૉરૉસ્કોપ" નામનાં ત્રીમાસીક ચોપાન્યામાં તેવણે જે વિષય લખ્યો છે, તે વાંચવા જોગ છે. તેવણે નવ જુદાં જુદાં કુક્કરોની જન્મ કુંડળીઓ રજુ કીધી છે, જે અભ્યાસીઓ માટે રમુજ સાથે જ્ઞાન આપનારી છે. અજાયબ જેવો એક બનાવ એ છે કે એક કુંડળી એક ખેલ કરનારાં કુક્કરની છે, કે જે કુક્કરની કુંડળીમાં બનેલો ગ્રહોનો યોગ એક ખેલાડી માનવીની કુંડળીમાં બનવા જોઇતા યોગને મળતો છે!

દુન્યામાં સચ્ચાઈ અનેકરૂપે હસ્તી ધરાવે છે, પણ જાતી મહેનત, ખંત, તપાસ અને અવલોકન વગર તે જાહેર થતી નથી. ગ્રહોનાં બળ માટેનું એકીન—કે વહેમ—અભણ માણસોમાંજ નહી, પણ વિદ્વાનોમાં પણ જમાનાઓથી ચાલુ છે. જો ખરા વિદ્વાનોનાં મતથી એક સચ્ચાઈની કીમત થતી :હોય તો જ્યોતિષ વિદ્યાના વિરોધીઓ કરતાં તેના હિમાયતીઓની એક ઘણી બળવાન અને ગંજાવર ટીપ રજુ થઈ શકે. પણ આ વિષયને મુસ્તકીમ પુરાવાઓથી મજબુત કરવા ધાર્યો છે, જેથી વાંચનારાંઓ સ્વતંત્ર રીતે જાતી બુદ્ધિથી એ બાબદનાં ખરાપણાનું તોલ કરી શકે.

માણસ જાતની જીંદગીનાં તમામ તબક્કાઓનાં ભિત્તરમાં જેવી રીતે બશારત પામેલો નાટક-ગુરૂ કવિ શેક્શપીઅર પેવસ થવા પામ્યો છે, તેવી રીતે બીજો કોઈ વિદ્વાન લેખક પેવસ થઈ શકયો હોય, એમ આપણે જાણતા નથી. ચંદ્રની માણસનાં મગજ ઉપર થતી અસર માટે એ એમુકાએલ કવિ નીચલા શબ્દો લખી જાય છે:—

"It is the very error of the moon,
She comes nearer to the earth than she is wont,
And drives men mad."—SHAKESPEARE.

"એ ચંદ્રમાનીજ ખામી છે. તે રાબેતા કરતાં પૃથ્વીની વધારે નજદીક આવે છે અને માણસોને દેવાનાં બનાવી દે છે."

માણસ જાતની નજરે પડતી ગમે તેવી કંગાળ, નિર્જીવ, કે અણગમતી ચીજ વટીક તેના ખાસ ઉપયોગ વગર પેદા કરવામાં આવી નથી. જે ચીજને એક ઇન્સાન હલકી કે બીન ઉપયોગી ધારતો હોય, તે ચીજ વટીક કુદરતમાં તેને સોંપવામાં આવેલું કાંઈ કીમતી કામ બજાવે છે. જો એમજ હોય તો આકાશમાંના સ્થીર અને ગતી ધરાવનારા અસંખ્ય તારા સેતારાઓ કોઈ મહા બળવાન કાર્ય બજાવતા હોવાજ જોઇએ. જો દુન્યામાં રોશની અને ગરમી આપવા માટેજ તારા-સેતારાઓની જરૂર હોય તો તે માટે સૂર્ય અને ચંદ્ર પુરતા છે. વળી સૂર્ય-ચંદ્ર સીવાય બીજા ગ્રહોની આ પૃથ્વીપરની અસરને માનવાને આજના કેટલાક ખગોળશાસ્ત્રીઓ આનાકાની કરે છે, બલકે તે અસરથી વાકેફ થવાની ખાહેશ વટીક ધરાવવી તેઓ વહેમ ગણે છે. ત્યારે આપણે સવાલ કરીશું કે ગુરૂ, શની વગેરે જેવા અતી ખેંચાણકારક ગ્રહોને શું માત્ર ખોદાઈ "મ્યુઝીયમ" તરીકે જોવા માટેજ મુકેલા છે? જો સૂર્ય મંડળમાં તેઓનું પોતાનું કાંઈ બળવાન કાર્ય ન હોય, જો સૂર્ય મંડળમાં થતા ફેરફારો—અને તેમને આધીન આ ખાકી દુન્યાપર થતા ફેરફારો—સાથે તેમને કશો સંબંધ ન હોય તો તેમને પેદા કરવામાં જગતના રચનારની નેમ શી હોવી જોઇએ?

"I'll not believe that the Arch-architect
With all these fires the heavenly arches decked
Only for show, and with these glittering shields
To amaze poor shepherds watching in the fields!
I'll not believe that every flower that pranks
Our garden borders or our common banks,
Or that each stone, that in her warming lap
Our Mother Earth doth covetously wrap,
Hath some peculiar virtue of its own
And that the stars of heaven have none!"

—DU BARTAS.

"કુદરતના સર્વ શકિતમાન કારીગરે માત્ર ભપકાનેજ ખાતર આકાશી મહેરાઓને આ આતશી ગોળાઓથી શણગાર્યા છે, અને ખેતરમાં ચોકી કરતા ગરીબ ભરવાડોને અજબ કરવાની નેમથીજ આ ચકચકીત છત્ર ઉભું કીધું છે, એમ હું માનીશ નહી. આપણા બાગો અને મેદાનોની કીનારીઓ ઉપર ગેલ કરતાં દરેક ફુલમાં, પૃથ્વિ માતાના હુંફાળા ખોળામાં વિંટળાઈ રહેતા દરેક પથરમાં કાંઈ ગુણ છે, અને આકાશના તારાઓમાં તેઓનો પોતાનો કાંઇ ખાસ ગુણ નથી, એમ હું માનીશ નહી."—**ડુ બારટાસ.**

જેઓ ગ્રહોને "માટી કે ધાતુના ગોળાઓ" સમજી તેઓની આ પૃથ્વિ ઉપર થતી અસરોને વહેમ ગણી હસે છે, તેઓનાં ધ્યાનમાં ઉપલી સાદી દલીલ ઉતરશે કે? જો તે ન ઉતરે તો એ "ધાતુ ને માટીના ગોળાઓ" બનાવવાની ખોદાતાલાની નેમ બીજા કોઈ શબ્દોમાં જાહેર થવી જોઇએ. કુદરતની રચના અને તેનો ચાલુ વહીવટ સૌથી સરસમાં સરસ કરકસરથી ભરેલાં છે. કોઇ ચીજનું એક કણ તે બાતલ જવા દેતી નથી. ત્યારે આ બળવાન ગ્રહોની ગતી—તેમાં વપરાતી શકિત—તે શા માટે વ્યર્થ જવા દેતી હશે? જો તમામ જાનદાર પેદાયશનાં તન, મન, જાન સાથે એ ગ્રહોને સીધો કે આડકતરો સંબંધ ન હોય તો એ ગ્રહોને પેદા કરવાની નેમ શી?

ખગોળવિદ્યાના આજના આપણા નિશાળમાં શીખતા છોકરાઓના ગુરૂઓ—જેમનાં પુસ્તકોમાં વટીક પ્રાચીન જ્યોતિષ શાસ્ત્રની હસી કરવામાં આવે છે,—તેઓને સ્વપ્ને પણ ખ્યાલ નથી કે ઇંગ્લંડની ગ્રીનીચ ખાતેની નામીચી વેધશાળા (Observatory), જે દુન્યાની મોટી વેધશાળાઓમાંની એક ગણાય છે, અને જેનાં અવલોકન અને વખત ઉપર દુન્યાના સુધરેલાં અને નામીચાં શહેરો આધાર રાખે છે, તે વેધશાળાનો પાયો નાખવાની ક્રિયા માટે જ્યોતિષ વિદ્યાના કાયદા મુજબ મુહુર્ત જોવામાં આવ્યું હતું, અને તે વખતની કુંડળી તે વેળાના બાદશાહી જોશી ફ્લૅમસ્ટેડને હાથની તેનાં બીજાં લખાણો ભેગી એ બાદશાહી વેધશાળામાં સંભાળથી જાળવી રાખવામાં આવેલી છે!

ફ્લૅમસ્ટેડ પહેલવહેલો બાદશાહી ખગોળશાસ્ત્રી હતો, અને તે જ્યોતિષ વિદ્યા માનતો હતો અને તે વિદ્યા ઉપર અમલ કરતો હતો. ઉપલી વેધશાળાનો પાયો નાખવા માટે તેણે બ્રહસ્પતિ ગ્રહના ઉગવાનો વખત નક્કી કર્યો હતો; અને તેજ વેધશાળાનું ભાકુતી જ્ઞાન આપનારા

આપણા દેશી ગુરૂઓ વટીક આપણુને શીખવે છે કે "જ્યોતિષ વિદ્યા એ એક વહેમ છે!" ભલે, એવા એક વહેમથી જો કુદરતના ભેદોનું જ્ઞાન થઈ શકતું હોય, એવા એક વહેમથી જો તે સર્વ શક્તિમાન સાહેબ-ની ઉંચામાં ઉંચી બુલંદીનું ભાન થતું હોય, એવો એક વહેમ જો મનને ઉંચી વિદ્યાઓ તરફ ખેંચી જતો હોય, તો નાસ્તીકપણા કરતાં એવા હજારો વહેમ આવકારદાયક છે.

જે વિદ્યાના ભેદોમાં પેવસ થવા માટે પોતાનું મગજ નાલાયક હોય, જે ભેદો ઉકલાવવાની પોતામાં શક્તિ ન હોય, તેવી વિદ્યા કે ભેદોને "વહેમ"નું નામ આપી દેવામાં મુશ્કેલી પડતી નથી. પોતાની નબળાઈ કબુલ કરવાનો ગુણ ખરા જ્ઞાનીઓમાંજ હોય છે. ઘણું જ્ઞાન ઘણી નમનતાઇ પેદા કરે છે, પણ જ્યાં જ્ઞાનની કોતાહી હોય છે, ત્યાં અભીમાન વિશેષ હોય છે. જેઓ સચાઈ અને જ્ઞાનના ભાવિક પુંજારી-ઓ હોય છે, તેઓ કોઈ પણ ઠેકાણેથી જ્ઞાન મેળવવામાં હલકું સમજતા નથી. ડહાપણ મુર્ખાઓથીજ મળે છે, અને વિવેક બેઅદબોથી શીખી શકાય છે. પણ જે મગજ અભીમાનથી જડ થયલું હોય તે ઉંચી જાતની વિદ્યાઓનાં બીજ માટે લાયક ગણાતું નથી. નમ્ર મગજ જ્ઞાનનાં બીને વહેલાં ફળદાર બનાવે છે. અભીમાનથી કઠણ થયલાં જડ મગજોમાં તે બી નકામાં થઈ પડે છે. જ્ઞાનના ઉમેદવારો—ખાસ કરી જ્યોતિષ વિદ્યા જેવી કુદરતના ભેદોના ભિત્તરનું જ્ઞાન આપનારી વિદ્યા મેળવવા ચહાનારાઓ—કોઈ પણ જાતની તાસુબી વગરના હોવા જોઇએ. ત્યારેજ એ વિદ્યાની મારફતે ખુદાની સર્વોત્તમ બુલંદી અને તેની અપાર ડહાપણભરી રચનાનું ભાન થઇ શકે છે.

"The philosopher should be a man willing to listen to every suggestion, but determined to judge for himself. He should not be biassed by appearances, have no favourite hypothesis, be of no school, and in doctrine have no master. He should not be a respector of persons but of things. Truth should be his primary object. If to these be added industry, he may indeed hope to walk within the veil of the temple of Nature."—FARADAY.

"એક ફીલસુફ એવો માણુસ હોવો જોઇએ, કે જે દરેક સુચના

ઉપર ધ્યાન આપવાને તૈયાર હોય, અને પોતાને માટે સ્વતંત્રપણે અનુમાન બાંધવા જેવો મક્કમ હોય. તેણે દેખાવોથી દોરવાઈ ન જવું જોઇએ, કોઈ પણ માનીતું અનુમાન ધારણ કીધેલું હોવું ન જોઇએ, કોઈ પણ પંથને લગતો હોવો ન જોઇએ, અને કોઈ ગુરૂના મતથી દોરવાઈ જનારો હોવો ન જોઇએ. તે મોઢાં જોઇને નહીં, પણ ખરી હકીકત તપાસીને કામ કરનારો હોવો જોઇએ. સચ્ચાઇની શોધ એ તેની મૂળ નેમ હોવી જોઈએ. આ ગુણોની સાથે જો ઉદ્યોગ જોડાયલો હોય, તો તે માણસ કુદરતના મંદીરના ભિતરમાં દાખલ થવાની આશા રાખી શકે. —ફ્રેરાડે.

પણ આપણા ગુરૂઓ અને જાહેર વંર્તમાનપત્રોમાં પ્રજાને કેળવનારા અને દોરવનારા આપણા "વિદ્વાન" લેખકો, જેઓ જ્યોતિષ વિદ્યાની હસી કરતા હોય, તેઓમાં આવા ફીલસુફો કેટલા છે? આ વિદ્યાના મૂળાક્ષરો જાણવાની પણ તેઓમાંના કેટલા લાયકાત ધરાવે છે? જુદી જુદી જાતની ઉંચી વિદ્યાઓનું ભાન એવા કેટલા "સ્વતંત્ર" લેખકો અને ગુરૂઓને છે?

પણ મગજની હુશિયારી અને કુદરતી બુધ્ધિમાં બહુ ફેર હોય છે. મનની ચંચળાઈ કરતાં બુધ્ધિ બહુ ચઢયાતી છે. દુન્યાના નામીચા બુદ્ધિમાન પુરૂષોમાંથી કોઈ પણ જ્યોતિષ વિદ્યાના વિરોધીઓની સંઘમાં માલમ પડશે નહી. કોઈ પણ વિદ્યાની સચ્ચાઈ માટે જાતી તપાસ કીધા વગર, તેને માટે અવલોકનથી, અનુભવથી પુરતી ખાત્રી કીધા વગર, તે વિદ્યાને હસી કાઢવી, તેને "વહેમ"ના વર્ગમાં મુકવી, અને પ્રજાને પોતાના તેવા વિચારોથી આડે માર્ગે દોરવવાની કોશેશ કરવી, એ કુદરતની પોતાની સામે કરવામાં આવતા એક જબુન અપરાધ સરખું કામ છે. સચ્ચાઇ કદી મરતી નથી—જમાનાઓ ગબડી જાય છે, છતાં તે એક કે બીજે રૂપે પોતાની હસ્તી કાયમ રાખે છે. જે કવિઓ કે લેખકોની કવિતા કે લખાણો ખોદાઈ બશારતથી ઉત્પન્ન થયલાં હોય છે, તે કવિઓ જમાનાઓ ગુજરવા છતાં પોતાનાજ દેશમાં નહિ, પણ તમામ દુન્યામાં જીવતા જાગતા રહે છે. બીજા સાધારણ લેખકો પોતાની હસ્તીમાંજ ભુલાઇ જાય છે. જે વિદ્યાનો પાયો સચ્ચાઈ ઉપર અને ખોદાઈ જ્ઞાન ઉપર રચાયલો હોય છે, તે વિદ્યાને હસનારા લાખો લેખકો આ ફાની જેહાન છોડી જાય છે, અને તે વિદ્યા જગતની શરૂઆતથી અંત સુધી સ્થિર ઉભી રહે !

દુન્યાની સૌથી પુરાતન પ્રજાઓની તવારીખથી શરૂઆત કરી કદમે કદમ નીચે ઉતરતાં આજ સુધીમાં અનેક તબક્કાઓ પસાર કરી આવવા છતાં જ્યોતિષ વિદ્યા દુન્યાની કોઇબી પ્રજામાંથી સદંતર નાબુદ થયલી જણાઈ નથી. તે કુદરતના અચળ કાયદાઓ ઉપર રચાયલી હોવાથી સદા અમર રહેશે.

"Truth is immutable. Science based in Nature is destined to live so long as eternal ages roll; in short, as long as nature and spirit themselves shall exist. Astrology is a science, whose foundations are laid in the profound abyss of Natural Philosophy. At this mistress of science sceptics may rail, but they cannot rail the seal from off the bond. Stern reality in her exists. Pandering fanatics may *disbelieve*, but their *unbelief* does not *frown truth* into falsehood; neither can they *smile falsehood* into truth The existing truths of our science, now claim a hearing, and she is now fast triumphing over all her opponents."—JOHN STORY.

"સચ્ચાઈ કદીપણ ફેરવાતી નથી. કુદરત ઉપર રચાયલી વિદ્યા જ્યાં સુધી અમર જમાનાઓ ચકરાવો ખાતા રહેશે, ત્યાં સુધી જીવવાને સર જાયલી છે. ટુકમાં, જ્યાં સુધી કુદરત અને આત્મા પોતે હસ્તી ધરાવે છે, ત્યાં સુધી તે હૈયાત રહેશે. જ્યોતિષ એક એવી વિદયા છે કે જેનો પાયો કુદરતી ફીલસુફીના સૌથી ઉંડામાં ઉંડા ભાગ ઉપર રચાયલો છે. વિદયાની એ દેવી તરફ નાસ્તીકો ભલે હસે, પણ તેઓના હસવાથી એ ભેદી વિદયાની મહોર ઉખડી જનાર નથી. મકકમ સચ્ચાઈ તેમાં હસ્તી ધરાવે છે. પારકા હાથમાં હથ્યાર થઇને લડનારા ઝનુનીઓ ભલે એ વિદ્યા પર એકીન નહી રાખે, તેઓના નાસ્તીકપણાંથી સચ્ચાઇ ખોટી પડવાની નથી. તેમજ ખોટી બીના ખરી થઈ શકશે નહીં; આપણી વિદયાની હૈયાત સચ્ચાઇઓ હવે સઘળાનું ધ્યાન ખેંચવાનો દાવો કરે છે, અને પોતાના હરીફો પર તે ઝડપથી ફતેહ મેળવતી જાય છે"—**જોન સ્ટોરી.**

આવી મુશ્કેલ અને ગુંચવાડા ભરી વિદયાના મૂળાક્ષરો વટીક જાણ્યા વગર, ખોટી દલીલો અને તકરારોથી એકીનદારોનાં એકીનને હુલું કરવામાં ઘણાકો વિદવતા માની લે છે. પણ જે વિદ્યા અનુભવસિધ્ધ

ખરી પુરવાર થયા વગર રહેતી નથી, તેની સામેની વિરૂદ્ધતા કેટલો વાર ટકી શકે? કુદરતી હકીકત આગળ ગમે એવી દલીલ લાચાર છે. ખોટી દલીલોથી એકીન ઘડીભર ડગડગે, પણ કુદરતી હકીકત તેને બેવડાં જોરથી પાછું મુસ્તકીમ બનાવે છે, અને તેવી વખતે દલીલનો આશરો લેનાર તુચ્છકારમાં આવી પડે છે. પ્રાચીન વિદ્યાઓને હસનારાઓની કોઇબી જમાનામાં ખુટ તો પડીજ નથી, પણ તેથી તે વિદ્યાઓ નાશ પામી નથી—તે તો તેને હસ્નારાઓની નિસ્તી પછીબી અચળ ને અમર રહી છે.

"The School of Pooh-Pooh scarcely merits consideration. It has had its votaries in all ages and times, and to-day they are sufficiently numerous. Under whatever guise or in whatever form they appear, they never fail to make themselves contemptible."—ROLLO IRETON.

"હસી કરનારાઓની ટોળી ભાગ્યેજ ધ્યાન આપવા જોગ છે. એવા હસી કરનારાઓ સઘળા જમાનામાં હસ્તી ધરાવતા આવ્યા છે, અને આજેબી તેઓ પુરતી સંખ્યામાં છે. તેઓ ગમે તેવાં રૂપમાં કે ગમે તેવાં નામ હેઠળ છુપાઇને દેખાવ દે છે, તો પણ તેઓ પોતાને તુચ્છકાર ભરી હાલતમાં લાવી નાખવાને ચુકતા નથી."—**રોલો આયરટન.**

***

## ૮.

આગળ જણાવવામાં આવ્યું છે કે જ્યોતિષ વિદ્યાની સચાઇ જો નામીચા બુદ્ધિમાન પુરૂષોનાં મતોથીજ સાબેત કરવાની હોય તો દુન્યાના ખરા બુધ્ધિમાન પુરૂષોનાં નામોની એક ગંજાવર ટીપ એ વિદ્યાના હિમાયતીઓ તરીકે રજુ કરી શકાય એમ છે. પણ એ વિદ્યાની હસી કરનારાઓમાંના કેટલાકો બશારત પામેલા નામીચા કવિઓની એ વિદ્યા તરફની માન્યતાની પણ હસી કરવાની જ્યારે શોખાઇ કરે છે, ત્યારે બુદ્ધિ અને અક્કલનું તોલ કરી લેવાનું કામ મુશ્કેલ રહેતું નથી. કવિઓ બશારત પામેલા બુધ્ધિમાન પુરૂષો હોય છે, જેઓ જન્મથી એક ખોદાઇ બક્ષેશ મેળવે છે. કવિતાની લીટીઓના છેડેના શબ્દોના અનુપ્રાસ મેળવ્યાથીજ જો કવિ થવાતું હોય તો આજે માસીક ચોપાન્યાંઓમાં પારસી કવિઓનો તોટો નથી. પણ તે કવિઓની "અમર્ગી" કે યાદ એક અંક પછીના બીજા અંક સુધી પણ રહેવા પામતી નથી, જ્યારે ખરા કવિઓ તો પ્રજાઓનાં જીગરમાં જમાનાઓ સુધી રમતા રહે છે. તેઓની કવિતાઓ કુદરતના

નિયમોની સચ્ચાઇથી ભરપુર હોય છે, કે જે સચ્ચાઇઓ કદી પણ બદલાતી નથી, પણ કાયમ રહે છે. તેઓનો આત્મિક જુસ્સો તે કાવતા મારફતે બહાર પડે છે, અને તે લખતી વેળાએ તેમનું તન કે મન નહી, પણ આત્મા બળવાન થઈ કામ કરતો હોવાથી તેઓ ઘડીભર તન, મનની હસ્તી ભુલી જાય છે. એક જાતની તન, મનની એકામ હાલતમાં આત્મીક બળનાં જોર હેઠળ તેમનો હાથ ચાલુ રહે છે, અને જે કાંઈ કાગજ ઉપર પ્રગટ થાય છે, તે ઉંચા આત્મીક ખ્યાલો હોય છે. જો મનની કેળવણીથી કવિ થવાતું હોય તો બાહોશ ગ્રેજ્યુએટો આજે કવિ થઈ શકે. પણ આ અને બીજી દુન્યાઓનો ખ્યાલ આપનારા કુદરતની સચ્ચાઇઓનાં ભિત્તરમાં પેવસ્ત થઇ ચુકેલા એવા "ચેરાગો" થોડા હોય છે; છતાં તેઓ "અમર" રહે છે. આટલાજ માટે નાટક ગુરૂ કવિ શેકશપીઅરનાં નાટક રૂપી લખાણો આજે પણ ખ્રીસ્તી ધર્મ પુસ્તક "બાઇબલ"થીજ માત્ર ઉતરતો દરજ્જો ધરાવે છે. તેનાં અશારત રૂપી જ્ઞાન માટે બે મત છેજ નહી. તેનાં લખાણો તારા સેતારાઓની આ દુન્યા ઉપરની અસરના ઇશારાઓથી ભરપુર છે. પણ તે માટે ટીકા કરતાં એક ખગોળ શાસ્ત્રી જણાવે છે કે શેકશપીઅર તો "અંધકારના જમાના"માં થઈ ગયો, કે જે જમાનામાં જ્યોતિષ વિદ્યાના વહેમો બહુ ફેલાયલા હતા, અને તેથી પોતાનાં લખાણોમાં તે માત્ર લોક-મત જાહેર કરે છે! બેશક શેકશપીઅરની બાહોશી સામે સખુન ઉઠાવવાની શોખાઇ એ લખનાર કરી શકતો નથી, પણ તેને લોક-મતથી દોરવાયા જેવા નબળાં મનનો ગણવાને તે ચુકતો નથી. શેકશપીઅરના આવા ઇશારાઓમાંના કેટલાક ધ્યાનમાં લેવા જોગ છે, અને તેટલા માટે તે અત્રે ટપકાવી લેવાનું વાજબી ધારવામાં આવે છે.

મહાન રોમન લડવૈયા જુલ્યસ સીઝરનાં ખુનની રાત્રે તેની મહોરદાર કાલપરનીયાને પોતાના ધણીનું ખુન થવા માટેનો ભય ભર્યો ખ્વાબ આવે છે, અને તેણી પોતાના ખાવિંદને તે રાત્રે બહાર જતો અટકાવવાની કોશેશ કરે છે. તે વખતના તે બંનેના શબ્દોમાં જ્યોતિષ વિદ્યાનો બલકે કુદરતનો એક સામાન્ય થઈ પડેલો કાયદો શેકશપીયર સમાવી દે છે!

"*Cæsar.*—What can be avoided
Whose end is purposed by the mighty gods?
. . . . . . . . . for these predictions
Are to the world in general as to Cæsar.

*Culpurnia.—"When beggars die, there are no comets seen;*
*The heavens themselves blaze forth the death of princes."*

—*Julius Cæsar*, act ii, scene 2.

"**સીઝર.**—જેનું પરિણામ બળવાન ફરેસ્તાઓએ ધારી રાખેલું હોય છે, તે દૂર કેમ થઇ શકે? . . . . . કારણ કે આ આગાહીઓ જેમ સીઝરને માટે તેમ સામાન્ય રીતે દુન્યાને માટે છે.

કાલપરનીયા—જ્યારે ભીખારીઓ મરણ પામે છે, ત્યારે ધુમકેતું (પુછડીયા તારા) દેખાતા નથી; પણ રાજાઓના મરણ વખતે આકાશો પોતે ચમકારા કરે છે." જુલીયસ સીઝર, બાબ ૨ જો, દેખાવ ૨ જો.

વળી છઠ્ઠા હેનરી રાજાના નાટકના પહેલાજ બાબમાં પંચમા હેનરી રાજાની પાયદસ્ત વખતે ડયુક ઑવ બેડફર્ડના મોંમાં શેક્શપીયર નીચલા શબ્દો મુકે છે:

"Comets, importing change of time and states,
Brandish your crystal tresses in the sky,
And with them scourge the bad revolting stars
That have consented unto Henry's death!"

—*King Henry VI*, Part I, act i, scene 1.

"જમાનાઓ અને રાજ્યોનો ફેરફાર લાવનારા ઓ ધુમકેતુઓ! તમારા બીલોરી ઝુમખાઓ આકાશમાં ચમકાવો, અને તેઓ વળી જે ખરાબ ફીતનાખોર સેતારાઓએ હેનરી રાજાનું મરણ નીપજાવ્યું છે, તેમને સજા કરો!"—**છઠો હેનરી રાજા,** ભાગ ૧લો, બાબ ૧લો, દેખાવ ૧લો.

એજ ક્રિયામાં હાજર રહેલો એક બીજો ઉમરાવ ડયુક ઑવ અકસીટર નીચલા શબ્દો બોલે છે:

"What! shall we curse the planets of mishap
That plotted thus our glory's overthrow?—IBID.

"શું! કમનસીબી લાવનારા જે ગ્રહો આપણી કીર્તિને જમીનદોસ્ત કરવાને આ રીતે સાધનરૂપ થયા છે, તેઓને આપણે શ્રાપ દઇએ?"

એજ નાટકના ત્રીજા બાબના બીજા દેખાવમાં નીચલી લીટીઓ રજુ થાય છે:

"Now shine it like a comet of revenge,
A prophet to the fall of all our foes."

"હવે તેને આપણા સઘળા દુશ્મનોની પડતીની આગાહી કરનાર ફીનાના ધુમકેતુ તરીકે પ્રકાશવા દો!"

વળી હૅમલેટના નાટકના પહેલા બાબના પહેલા દેખાવમાં નીચલી લીટીઓ આવે છે:

"As stars with trains of fire and dews of blood,
Disasters in the sun; and the moist star,
Upon whose influence Neptune's empire stands,
Was sick almost to Doomsday with eclipse:
And even the like precuise of fierce events,
As harbingers preceding still the fates
And prologue to the omen coming on,
Have heaven and earth together demonstrated
Unto our climatures and countrymen."

—HAMLET, Act i, scene 1.

"લોહીના દવ અને આતશના રેલા સાથના સેતારાઓની માફક સૂર્યમાં થતા બયબર્યા દેખાવોની માફક, અને પેલા બીનાશવાળો સેતારો જેની અસર ઉપર નેપચ્યુન ગ્રહનાં રાજ્યનો આધાર છે, તેની માફક, આવતા શુકનોના દીબાચા, અને સદા સરજતની આગાહી કરનારા પેગામચીઓ તરીકે, આકાશ અને પૃથ્વીએ સાથે મળીને આપણી રૂતુઓ અને દેશીઓની વચ્ચે બયબર્યા બનાવોની તેવીજ આગાહી કરી દેખાડી છે."

જેઓએ શેકશપીયરનાં મૂળ લખાણોનો અભ્યાસ કીધો હશે તેઓ સમજી શકશે કે ઉપલા તો માત્ર સંખ્યાબંધ ઇશારાઓમાંના ગણત્રીના દાખલા છે. એ મહાન ગુરૂનાં લખાણો ગ્રહોની બળવાન અસરનાં મતથી ભરપુર છે. પણ શેકશપીઅર તો "અંધકારના જમાના" માં થઈ ગયલો હોવાથી તે "વહેમી" બન્યો હોય. જોન મીલ્ટન કોઈ હલકી પંક્તનો કવિ ન હતો, અને તેના જમાનાને "અંધકાર" નો કલંક લાગુ પાડી શકાય તેમ નથી. તેનાં "પેરૅડાઇઝ લૉસ્ટ" નાં બીજાં પુસ્તકમાં એક નક્ષત્ર અને ધુમકેતુના યોગથી મરકી અને લડાઇ ફેલાની જણાવવામાં આવે છે.

"Satan stood
Unterrified, and like a Comet burned,
That fires the length of Ophjuchus huge
In th' Arctic sky, and from its horrid hair
Shakes pestilence and war."

—PARADISE LOST, Book ii.

" શયતાન દહેશ્ત વગર ઉભો હતો, અને એક ધુમકેતુની માફક બળતો હતો, કે જે ધુમકેતુ આરટિક (છેક ઉત્તર) તરફનાં આકાશમાં આવેલાં ગંજાવર ઑફ્યુકસ ( એક સાંપ પકડીને ઉભેલા માણસના આકાર)નાં નક્ષત્રને આખું ઉશ્કેરે છે, અને તેના વાળમાંથી મરકી અને લડાઈ ( આ દુન્યા ઉપર ) ખંખેરે છે ! "

પણ હજી એક સદી આગળ ચાલો, કે જે વખતે " વહેમ અને અંધકાર "નો જમાનો નાબુદ થઇ ગયો હતો. તેવા વખતમાં લખાયલી કવિતાઓ પણ આવા ઇશારાઓથી ખાલી નથી. જો ફક્ત અંગ્રેજી જોશદાર બશારત પામેલા નામીચા કવિઓની કવિતાઓમાંથીજ જયોતિષ વિદ્યાનાં અનુમાનોને ટેકો આપનારા ઉતારાઓ ટપકાવવામાં આવે તો કદાચ કેટલાક હફ્તા તે ઉપર રોકી શકાય. નામીચા કવિ ટોમસનની " રૂતુઓ " વિષેની કવિતાઓ જેઓએ વાંચી હશે, તેઓ તેની સરળતા અને ઝમકથી અજાણ્યા ન હોય. એ કવિ " ઉનાળા " વિષેની કવિતામાં નીચલી લીટીઓ લખી જાય છે :

" Amid the radiant orbs
That more than deck, that animate the sky,
The life-infusing suns of other worlds ;
Lo ! from the dread immensity of space,
Returning with accelerated course,
The rushing comet to the sun descends :
And, as he sinks below the shading earth,
With awful train projected o'er the heavens,
The guilty nations tremble."

—THOMSON'S SEASONS, (Summer.)

" પ્રકાશીત ગ્રહો જેઓ આકાશોને શોભા આપવા ઉપરાંત કાંઇક વધુ કરે છે, જેઓ આકાશોને સચેત કરે છે, તેઓની વચ્ચેથી, બીજી

દુન્યાઓને જીંદગી બક્ષનારા સૂર્યોની વચ્ચેથી, જુઓ! આકાશનાં ભય ભર્યા બહોળા વીસ્તારમાંથી વધતી જતી ગતી સાથે- પાછો ફરીને ધસી આવતો ધુમકેતુ સૂર્ય તરફ નીચે ઉતરે છે, અને આકાશો ઉપર પોતાની ભયભરી પૂછડીનો પ્રકાશ ફેંકતો, તે અંધારી થતી દુન્યાની હેઠળ ડુબવા માંડે છે, ત્યારે પાપી પ્રજાઓ ધ્રુજે છે!"

ખાકી સાધનોથી આકાશનુ અવલોકન કરનારા ખગોળ શાસ્ત્રીઓ કરતાં મનની ચશ્મથી અવલોકન કરનારા અને રૂહાંની સયર કરી કુદરતના ભેદોનાં બિન્તરમાં ફરી વળનારા કવિઓ અને દાનાવો અની ઘણું વધુ જ્ઞાન ધરાવે છે, અને તે જ્ઞાન "અટકળના ઓરંગાઓ" જેવું નથી.

વળી એકવાર આખા યુરોપ ખંડને ધ્રુજાવનાર મહાન નેપોલ્યન શુકનો અને તારા સેતારાઓની અસરથી કેટલી બધી હદ સુધી દોરવાતો હતો, તે ઇંગ્રેજી સાહિત્યના શોખીન વાંચકોને અજાણ્યું નથી.

પૂછડીઆ તારાઓ માટેનાં આવાં સઘળાં મતોમાં કેટલું વજુદ છે, તે ઇંગ્રેજી અને દેશી જ્યોતિષ વિદ્યાના નિયમો ઉપર વિવેચન કરતી વખતે આપણે તપાસીશું.

દુન્યાની તવારીખ તપાસ્તાં એક પણ સદી એવી પસાર થયલી જણાશે નહી, કે જ્યારે દુન્યામાં હસ્તી ધરાવતી કોઇપણ પ્રજામાંથી જ્યોતિષ વિદ્યાપરનું એકીન સદંતર નાબુદ થયું હોય. તે જાહેરમાં દેખાવ દેતું બંધ પડયું હોય, પણ બાતેનમાં તેની અસર ચાલુજ રહેલી જોઇ શકાશે. ત્યારે જે વિદ્યા કે મત જમાનાઓ સુધી ગમે તેવી વિરૂદ્ધતા છતાં માણસોનાં મગજ ઉપર આટલો બધો કાબુ ધરાવતી હોય, તે ખોટી કેમ પુરવાર થઇ શકે? જેઓ એ વિદ્યાની સામે ફોકટની તકરારો ઉઠાવે છે, તેઓએ નીચલી થોડાક લીટીઓ ધ્યાનથી ગોખી રાખવા જોગ છે:—

"While proclaiming in politics the sovereignty of the people and of public opinion can we admit, as heretofore, that mankind allowed itself to be radically deceived in this only; that an absolute and gross absurdity reigned in the minds of whole nations for so many centuries without being based on anything save—on one hand human imbecility, and on the other charlatanry? How for fifty centuries and more can most men have been either dupes or knaves? . . . . Even though we may find

it impossible to decide between and separate the realities of astrology from the elements of invention and empty dreaming in it, . . . . . let us, nevertheless, repeat with Bossuet and all modern philosophers, that "nothing that has been dominant could be absolutely false." Is it not true, at all events, that there is a physical reaction on one another among the planets? Is it not again true, that the planets have an influence on the atmosphere, and consequently, at any rate, a mediate action on vegetation and animals? Has not modern science demonstrated now these two points beyond any doubt? . . . . Is it any less true that human liberty of action is not absolute; that all is bound, that all weighs, planets as the rest, on each individual will; that Providence acts on us and directs men through those relations that it has established between them and the visible objects and the whole universe?"

—THE SECRET DOCTRINE

"રાજદ્વારી બાબતોમાં લોકનું અને લોક—મતનું વડપણ બાંગેબુલંદ કબુલ રાખવા પછી, અત્યાર સુધી બનતું આવ્યું છે તેમ, શું આપણે હવે એમ કબુલ રાખી શકયે કે આ બાબતમાં માણસ જાતે પોતાને અસલથીજ ઠગાવા દીધી હોય ? એક હાથ ઉપર માણસ જાતની મંદ બુદ્ધિ, અને બીજા હાથ ઉપર ઠગાઈ—સીવાય કાંઈ વધારે મુસ્તકીમ પાયા ઉપર રચાયા વગર આટલી બધી સદીઓ સુધી આખી પ્રજાઓનાં મનની ઉપર તદ્દન ચોખ્ખી મુર્ખાઈ ભર્યા બેહુદા વીચારો ઠસી રહે, એ શું કબુલ કરી શકાય ? પચાસ કરતાં વધુ સદીઓ સુધી માણસ જાતનો એક ભાગ તદ્દન ભોળાઈમાં રહે અને બીજો ભાગ તેને ઠગ્યા કરે એ કેમ બની શકે ? . . . . . . . જયોતિષ વિદ્યાની ખરી હકીકતોને બનાવટી અને ખ્યાલી હકીકતોથી જુદી પાડવાનું અને તેમને સીદ્ધ કરવાનું કામ જોકે અશકય જણાતું હોય, છતાં . . . . . . . બોસ્વે અને હાલના જમાનાના બીજા ફીલસુફોની સાથે એકમત થઈ આપણે કબુલ કરવું જોઇએ કે "જે કાંઈ જમાનાઓ થયા સત્તાવાર ગણાતું આવ્યું છે, તે તદ્દનજ ખોટું હોઈ શકે નહીં." કોઈ પણ રીતે શું આટલું ખરૂં

નથી કે ગ્રહોમાં પરસ્પરનો જડ સંબંધ કે ક્રિયા તો ચાલુજ છે ? વળી શું આ હકીકત ખરી નથી કે ગ્રહો હવા ઉપર અસર કરી શકે છે, અને તેનાં પરીણામમાં આડકતરી રીતે વનસ્પતિ અને પ્રાણીઓ ઉપર પણ અસર કરે છે ? શું આ બે બાબતો હાલની વિદ્યાએ કાંઈ પણ શક વગર સાબેત કીધી નથી ? . . . . વળી શું આ હકીકતમાં જરા પણ શક છે કે માણસ જાતને કામ કરવાનું તદ્દન છુટાપણું મળેલું નથી ? સઘળું ચોક્કસ કાયદાથી બંધાયલું છે, અને ગ્રહો તેમજ બીજી હસ્તીઓ દરેક માણસની ઇચ્છા શકિત પર કાબુ ધરાવે છે. ઈશ્વરી શકિત આપણી ઉપર અમલ ચલાવે છે, અને માણસ જાતને જે સંબંધથી તેણે તમામ જાહેર પેદાયશ અને આખા જગત્ સાથે જોડી આપ્યાં છે, તે સંબંધમાં તે તેને દોરવે છે ?"—**ધી સીક્રેટ ડૉકટ્રીન.**

***

૯.

"કાળા માથાનો માનવી શું નહી કરી શકે" એ એક સાધારણ ગુજરાતી કહેવત છે.—બેશક તે સઘળું કરી શકે છે. પણ કોઈ પણ માણસ પોતાની જીંદગીમાં આટલો અનુભવ મેળવ્યા વગર રહેતો નથી, કે ઘણી વાર તેનાં ધારેલાં આસાન જણાતાં કામો અતી ઘણાં મુસ્કેલ થઈ પડયાં છે, અને તે તેની વકફીથી ઉલટી રીતે પાર પડી શકયાં નથી; જ્યારે કોઈ દેખીતાં મુસ્કેલ કામો ચમત્કારી રીતે સહેલથી પાર પડયાં છે. દુન્યામાં પ્રગટીકરણના તબક્કામાં આગળ વધેલાં એવાં કેટલાંક જુજ માણસો છે, કે જેઓ મરજીનું છુટાપણું ભોગવી શકે છે, અને પોતાની ખીલેલી બળવાન ઇચ્છા શક્તિથી ગ્રહોની અસરોને કાંઈક દરજ્જે માત્ર નરમ કરી શકે છે. પણ સામાન્ય માણસ જાત તો સદા "સંજોગોના ભોગ" થઈ પડે છે—પછી તે બનાવોને "સંજોગો" કહો કે ગ્રહોના "યોગો" કહો. જ્યોતિષ વિદ્યાના કાયદાઓની સચ્ચાઇ કબુલ રાખવા જેવા અનુભવો કોઈ પણ માણસને નહી મળે એમ નથી, છતાં ખોટી મમતથી યા પોતાના કોઈ માની લીધેલા ખ્યાલથી દોરવાઇને, જે કાંઈ પોતાની સમજમાં ન ઉતરે તે સઘળું ખોટું, વહેમથી ભરેલું, ઠગાઈ ભરેલું છે, એવું ધારીને તેની વિરૂધ થવાની ખાસ્યત માણસ જાતની એક કમાલ એબ છે. પણ તે એબને વશ થતી વખતે જે સચ્ચાઈની વિરૂધ્ધ જુસ્સેસ ઉઠાવવામાં આવે છે, તે સચ્ચાઈ શું છે, તે જાણવાની

વટીક તકલીફ ઉઠાવવામાં આવતી નથી; એટલુંજ નહી, પણ પોતે જે ટીકા કરે છે, તે ટીકા કેવા તકલીદી પાયા ઉપર રચાયલા હોય છે, અને તે કેટલી સહેલાઇથી રદ થઈ શકે છે, તેનો વટીક ખ્યાલ કરવામાં આવતો નથી. આવા ટીકાકારોને એક ફ્રેંચ પુસ્તકમાં આ વિષય ઉપર આવેલી બાબદ અર્પણ કરવા જોગ છે.

"We are too inclined to criticize unsparingly everything concerning astrology and its ideas; nevertheless our criticism, to be one, ought at least to know, lest it should be proved aimless what those ideas in truth are. And when among the men we thus criticize, we find such names as those of Regiomontanus, Tycho Brahe, Kepler, &c., there is reason why we should be careful. Kepler was an astrologer by profession, and became an astronomer in consequence. He was earning his livelihood by genethliac figures, which, indicating the state of the heavens at the moment of the birth of individuals, were a means to which everyone resorted for horoscopes."—MUSEE DES SCIENCES, p. 230.

"જ્યોતિષ વિદ્યાને લગતી દરેક બાબદ ઉપર છુટથી ટીકા કરવાને આપણે ઘણા લલચાઇએ છીએ, પણ આપણા ટીકા કાંઈ પણ નેમ વગરના નહી સાબેત થાય તે માટે, તે વિચારો ખરેખર શું છે, તે આપણે જાણવું જોઇએ. અને જે માણસો સામે આપણે ટીકા કરીએ છીએ, તે માણસોમાં જ્યારે રેજીઓમૉન્ટેનસ, ટાઇકો બ્રાહે અને કૅપ્લર જેવા ઓનાં નામો આપણને મળે છે, ત્યારે આપણા ટીકામાં ઘણી સંભાળ રાખવાનું કારણ આપણે માટે ઉભું થાય છે. કેપલર એક ધંધાદારી જોશી હતો, અને જોશી તરીકેના ધંધાને પરિણામે તે એક ખગોળ શાસ્ત્રી થયો. તે જન્મ વખતની કુંડળીઓ બનાવીને પોતાનું ગુજરાન કરતો હતો, કે જે કુંડળીઓ માણસોના જન્મ વખતે આકાશોમાં ગ્રહોની સ્થીતિ દેખાડતી હોવાથી, લોકો ટપકા માટે તેની મદદ લેતાં હતાં."—**મ્યુઝે ડ સીયાંસ, પાનું ૨૩૦.**

જ્યોતિષ વિદ્યા સામે ટીકા કરનારાઓમાંના કેટલા નુકતેચીનો પોતાના ટીકાને તપાસી જોવાની સંભાળ રાખે છે? એક વિદ્યાની હસી કરવા જતાં

પોતે પોતાનાં જ્ઞાનની કીમત અને હસી કરાવે છે, તેનું તેમને ભાન હોતું નથી. અભીમાન વિવેક બુધ્ધી ઉપર અંધકારનો પરદો લાવી નાખે છે, અને તેથી કુદરતના જે ભેદો પોતાની ટુંક બુદ્ધીમાં ઉતરી શકતા નથી, તે ભેદોનું માપ લેવાની તેઓની કોશેશ—તેઓની પોતાની બુધ્ધીનું માપ જાહેર આલમને ખુલ્લું કરી આપે છે.

પીથૅગોરસ, કોપરનીકસ, કૅપ્લર, ગૅલીલીઓ, સર આઇઝૅક ન્યુટન વગેરે નામીચા ફીલસુફો જેઓની શોધો, અને જેઓએ મુકરર કીધેલા કુદરતના કાયદાઓપર આજની ખગોળ વિદ્યાનો પાયો રચાયલો છે, તેઓ સઘળા જ્યોતિષ વિદ્યાના કાયદાઓ માનતા હતા. તેઓના મૂળ કાયદાઓ ઉપર મદાર બાંધી ખગોળ વિદ્યાનાં કોટલાંને વળગી રહી, તેમાંના જીવ—જ્યોતિષ વિદ્યા—ને રદ કરવામાં આજના સાયન્ટીસ્ટો એક ગંભીર ભુલ કરે છે, પણ ખગોળ વિદ્યાના નહી સમજ પડે એવા ચમત્કારો છેવટ તેઓને જ્યોતિષ વિદ્યા ઉપર લાવ્યા વગર રહેશે નહી. આ બે વિદ્યાઓ એકમેક સાથે જોડાયલી છે—એક ખોખું છે, બીજી જીવ છે. ખગોળ વિદ્યાનાં અવલોકન ઉપરથી સૂર્યોદય અને સૂર્યાસ્ત, ભરતી અને ઓટ, જુદા જુદા ગ્રહોનો ઉદય અને અસ્ત, પવન, તોફાન, ખરતા તારાઓ અને ધુમકેતુઓ વિષેની આગાહી ગણત્રીને આધારે મીનીટ પળ સાથે કાઢી શકાય છે, એમ કોઈ પણ ખગોળ શાસ્ત્રી મગરૂરી સાથે જાહેર કરવાને અચકાશે નહી. સૂર્ય કે ચંદ્રના ગ્રહણો અમુક વખતે લાગશે, અમુક પ્રમાણ સુધી ઘેરાશે, ચોક્કસ વખતે છુટી જશે, ચોક્કસ મુલકોમાંજ તે દેખાશે, આવી આગાહીઓ આજના ખગોળ શાસ્ત્રીઓ મીનીટ અને પળ સુધીનાં ચોક્કસપણાંથી કરે છે. તે આગાહીઓ કરવામાં પાપ નથી; તેવી આગાહીઓમાં માનવું એ "વહેમ" નથી; તેવી આગાહીઓપર એકીન રાખતાં આપણા શિક્ષકો આપણને શીખવે છે; અને ચોક્કસ ગ્રહોની ચોક્કસ સ્થીતિ કે યોગથી આજે જે બનાવ બન્યો હોય, તેજ યા તેવો બનાવ તેજ ગ્રહોની તેવીજ સ્થીતિ કે યોગથી ફરી ચોક્કસ વખતે બનશે, એવું પાકી ગણત્રીથી જાહેર કરવું એ મહા પાપ છે, અને તેવી આગાહી માનવી એ બુરામાં બુરો વહેમ છે! આ આપણું એકવીસમી સદીનું તર્કશાસ્ત્ર (logic) છે! તકરાર કરવાની આવી રીત આપણા વિદ્વાન ગણાતા શિક્ષા ગુરૂઓ આપણને શીખવે છે!

"Modern wisdom is satisfied with astronomical computations and prophecies, based on unerring mathematical

laws. Ancient wisdom added to the cold shell of Astronomy the vivifying elements of its soul and spirit—Astrology. And, as the sidereal motions do regulate and determine other events on Earth besides potatoes and the periodical diseases of that useful vegetable—a statement which, not being amenable to scientific explanation, is merely derided, while none the less accepted—these events have to submit to predetermination by simple, astronomical computations. Believers in Astrology will understand our meaning, sceptics will laugh at the belief and mock the idea. Thus they shut their eyes, ostrich-like, to their own fate.

"This because their little historical period so called allows them no margin for comparison. Sidereal heaven is before them; and though their spiritual vision is still unopened, and the atmospheric dust of terrestrial origin seals their sight and chains it within the limits of physical systems, still they do not fail to perceive the movements and note the behaviour of meteors and comets. They record the periodical advents of these wanderers and 'flaming messengers,' and prophesy, in consequence, earthquakes, meteoric showers, the apparition of certain stars, comets, &c. Are they, then, sooth-sayers after all? No, they are learned Astronomers.'—SECRET DOCTRINE, p. 707.

"હાલના જમાનાને લગતી વિદ્યા અચુક ગણિતશાસ્ત્રને લગતા કાયદાઓ ઉપર રચાયલી ખગોળ વિદ્યાને લગતી ગણત્રીઓ અને આગાહીઓ પરજ સંતોષ પકડે છે. પ્રાચીન જમાનાની વિદ્યાએ ખગોળશાસ્ત્રનાં જીવ વગરનાં કોટલાંમાં તેના જીવ અને આત્મા—જ્યોતિષ વિદ્યાનું ઝમકદાર તત્વ ઉમેરયું હતું. પટેટાની પેદાયશ અને તે ઉપયોગી વનસ્પતિને ચોકક્સ વખતે લાગુ પડતા રોગોને ગ્રહોની ગતી સાથે સંબધ છે, એવું કેટલાક વિદ્વાનોનું મત જો કે હાલની વિદ્યાને આધારે સમજાવી શકાતું ન હોવાથી તેની હસી થાય છે, છતાં તે માનવામાં પણ આવે છે. પણ એ ઉપરાંત ગ્રહોની ગતીને આ પૃથ્વિ પરના બીજા બનાવો સાથે પણ સંબંધ છે, કે જે બનાવો ખગોળ વિદ્યાને લગતી સાદી ગણત્રીથી અગાઉથી કહી શકાય છે. જ્યોતિષ વિદ્યા પર એકીન ધર[illegible] અમ[illegible] મત[illegible] સમજી

શકશે; નાસ્તિકો એ મત તરફ હસશે, અને ટકોર કરશે. પણ તેમ કરીને, શાહમુર્ગની માફક, પોતાનીજ સરજત તરફ તેઓ પોતાની આંખો બંધ કરે છે.

"એમ કરવાનું કારણ, જે ટુંક જમાનાને તેઓ વળગી રહ્યા છે, તે તેઓને મુકાબલા માટે પુરતી છુટ આપતો નથી. ગ્રહોથી ભરેલું આકાશ તેઓની નજર સામે છે, અને જો કે તેઓની મીનોઈ ચશ્મ હજી ખુલી નથી, અને ખાકી ઉત્પતિના ખ્યાલની હવાની ધુળથી તેઓની આંખો બંધ થઇ રહે છે, અને માત્ર ખાકી જગતોની હદમાંજ તે ઘેરાયલી રહે છે, છતાં તેઓ ખરતા તારાઓ અને ધુમકેતુઓની ગતી તપાસવાને અને તેઓનાં કામોની નોંધ લેવાને ચુકતા નથી. આ ભટકનારા તારા અને 'આતશી કાસદો' નું ચોકસ વખતે આવવું થાય છે, તે તેઓ નોંધી લે છે, અને તેનાં પરિણામમાં ધરતીકંપ, તારાઓના ખરી પડવાના બનાવો, ચોકસ તારાઓ અને ધુમકેતુઓના દેખાવ વગેરેની આગાહી તેઓ કરી શકે છે. ત્યારે શું આખર તેઓ ભવિષ્ય વર્તનારાજ છે? ના, તેઓ તો વિદ્વાન ખગોળ શાસ્ત્રીઓ છે."—**સીક્રુટ ડોકટ્રીન, પાનું ૭૦૭.**

ખગોળ વિદ્યાને લગતી સેંકડો વર્ષોથી લેવાતી આવેલી નોંધોને આધારે જો ગ્રહોની ગતી અને દેખાવની આગાહી થઈ શકતી હોય તો તેજ ગતી, દેખાવ અને યોગોની આ દુન્યા ઉપર થયલી અસરની હજારો વર્ષોથી લેવાતી આવેલી નોંધોને આધારે તેવા યોગો ફરી થતાં તેવાજ બનાવો બનવાની આગાહી કરવામાં ગુનાહ શો છે? જેમ ખગોળ વિદ્યાનો અને હાલના જમાનાની બીજી સઘળી વિદ્યાઓનો પાયો ગણિત શાસ્ત્ર ઉપર રચાયલો છે, તેમ જ્યોતિષ વિદ્યાનો પણ છે. ગણિત વગર જ્યોતિષ વિદ્યાની હસ્તી રહેતીજ નથી.

"Why, then, should Occultists and Astrologers, as learned as these Astronomers, be disbelieved when they prophesy the return of some cyclic event on the same mathematical principles? Why should the claim that they know this return be ridiculed? Their forefathers and predecessor having recorded the recurrence of such events in their time and day throughout a period embracing hundreds of thousands of years, the conjunction of the same constellation must necessarily produce, if not quite the same, at any rate similar, effects. Are the proph cies to be derided, because of the claim made for hundreds of thousands of years of observation, and for millions of years for the human Races? In its

turn, modern science is laughed at by those who hold to Biblical Chronology for its far more modest geological and anthropological figures."—SECRET DOCTRINE, p. 707.

"ત્યારે આત્મજ્ઞાનીઓ અને જ્યોતિષ શાસ્ત્રીઓ, જેઓ ખગોળશાસ્ત્રીઓના જેટલાજ વિદ્વાન હોય છે, તેઓ જ્યારે તેજ ગણિતશાસ્ત્રના નિયમોને આધારે કાળચક્રના કોઇ બનાવની આગાહી કરે, તેશા માટે માનવામાં ન આવે? આવા બનાવોની આગાહી જાણવા માટેના તેઓના દાવાની શા માટે હસી થવી જોઈએ? લાખો વર્ષો થયાં તેઓના વડવાઓ પોત પોતાના જમાનામાં આવા બનાવોની જે નોંધો કરતા આવ્યા છે, તેને આધારે તેજ નક્ષત્રના યોગથી તેજ બનાવ નહી તો કોઇ પણ રીતે તેવોજ બનાવ ખાસ કરીને બનવો જોઈએ. માણસ જાતની પ્રજાઓ માટે અસંખ્ય વર્ષોથી અને લખો વર્ષોનાં અવલોકનથી જે દાવો કરવામાં આવે છે, તે રદ કરી શું આવી આગાહીઓની હસી કરવી જોઇએ? તેના બદલામાં સૃષ્ટી રચનાની ઉત્પત્તી માટેના બાઇબલમાં જણાવેલા સનેને વળગી રહેનારાઓ, આજની વિધાને આધારે ભુસ્તર શાસ્ત્ર અને મનુષ્યરચના શાસ્ત્રથી રજુ થતા વધારે સમજદાર આંકડાની હસી કરે છે."—**સીક્રેટ ડોકટ્રીન**, પાનું ૭૦૭.

આજની આગળ વધેલી વિધા પ્રમાણે આવાજ અને રોશનીનાં કીરણો હવામાં કેટલી ઝડપથી પસાર થાય છે તે સિધ્ધ કરવામાં આવ્યુ છે. એક બંદુકની ગોળી કે તોપનો ગોળો હવામાં કેટલા વેગે પસાર થાય છે તે નકકી કરી શકાય છે. તારનાં દોરડાંનાં કશાંબી સાધન વગર બે જડ યંત્રો એક ઠેકાણેથી બીજે ઠેકાણે સંદેશા મોકલી શકે છે. જો "કાળા માથાનો માંનવી" એક જડ યંત્રની મદદથી વચ્ચે જોડાણનાં કશાં સાધન વગર બીજાં જડ યંત્ર તરફ સેંકડો માઇલના વિસ્તાર સુધી શંદેશા મોકલી શકે, યાને પરસ્પર સંબંધ ધરાવી શકે, તો સર્વ શકિતવાન ખોદા, જેની શકિત "કાળા માથાના માનવી" ની શકિત કરતાં નહી કલ્પી શકાય એટલી બધી ચઢયાતી છે, તે પોતાના જડ "માટીના ગોળાઓ" (ગ્રહો)ને પરસ્પર સંબંધમાં કેમ નહી લાવી શકે? જો "મારકોનીમાફ" નું એક યંત્ર માત્ર હવાની મારફતે સેંકડો માઇલ પર રહેલાં બીજાં યંત્રપર અસર કરી શકતું હોય, તો એક બળવાન ગ્રહ પોતાની ગતીથી હજારો બલકે લાખો માઇલોપર આવેલા બીજા ગ્રહ પર પોતાની અસર કાંય નહી લાગુ પાડી શકે?

વળી સઘળા ગ્રહો એકજ જાતની ખાસ્યત, રંગ, રૂપ, વગેરે ધરાવતા નથી. ગ્રહોનાં કીરણોની અથડાઅથડી વિજળી ઉત્પન કરે છે, અને આ વિજળીક પ્રવાહ જગતમાં ફેલાયલાં આકાશી તત્વમાં પસરે છે. ત્યારે

એકલા ચંદ્રના કીરણો આ પૃથ્વિ પર જે અસર કરે, તે અસરમાં જ્યારે મંગળનો ગ્રહ ચંદ્રની સાથે થયો હોય, ત્યારે મંગળના કીરણો સાથે થવાથી કાંઈ ફેરફાર થવો જોઇએ કે નહીં? એટલુંજ નહી, પણ એકલો મંગળ પોતાની ગતીથી એક વખત કરતાં બીજી વખતે પચાશ ગણો વધારે પ્રકાશીત થતો જણાવવામાં આવે છે. આ બાબદમાં જ્યોતિષ વિદ્યાને ખોટી માનનારા આપણા શિક્ષાગુરૂઓ ખગોળ વિદ્યાને આધારે જે હકીકત આપણને શીખવે છે, તેજ આપણે તપાસીએ :

"As the distance of Mars from us varies, *its apparent size also varies.* When it is in opposition, it is 48 millions of miles from us; but when in conjunction, we are 234 millions of miles from it. Hence its size in these two positions is as 234 : 48, i. e. 5 : 1. The *brilliancy* of the planet also *varies considerably* with these great changes of distance. At a favourable opposition it is more than *50 times brighter* than at conjunction.—*A Manual of Matriculation Astronomy*, by D. B. KHARAS, B.A.

"મંગળના ગ્રહના આ પૃથ્વિ સાથના અંતરમાં જેમ ફેરફાર થાય છે, તેમ તેનાં દેખીતાં કદમાં પણ ફેરફાર થાય છે. જ્યારે તે પૃથ્વિની ઘણો નજદીક હોય છે, ત્યારે તે આપણાથી ચાર કરોડને હેંસી લાખ માઇલ દુર હોય છે. જ્યારે તે પૃથ્વિથી ઘણો દુર હોય છે, ત્યારે તે આપણાથી ૨૩,૪૦,૦૦,૦૦૦ માઇલ જેટલો અંતર ધરાવે છે. આ રીતે આ બે સ્થીતિમાં તેનું કદ ૨૩૪ : ૪૮ એટલે ૫ : ૧ નાં પ્રમાણમાં હોય છે. તફાવતના આ મોટા ફેરફાર સાથે આ ગ્રહના **પ્રકાશમાં પણ ઘણો ફેરફાર** થાય છે. તેના સૌથી મોટા અંતર કરતાં સૌથી નાના અંતર વખતે **તે પચાશ ગણો વધુ પ્રકાશીત** હોય છે."—**એ મેન્યુઅલ ઓવ મેટ્રીકયુલેશન એસ્ટ્રોનોમી**, કર્તા ડી૦ બી૦ ખરાસ, બી. એ.

વળી ઉપલાંજ લખાણ માટે નોટમાં કર્તા પૃથ્વિ સાથના સૌથી નજદીકના યોગમાં મંગળને ૩૫ લાખ માઇલને છેટે રહેતો જણાવે છે, અને તે રીતે તેનું પ્રમાણ ૭ : ૧ જેટલું થાય છે.

પણ ત્યારે આ સઘળાં ઉપરથી શું ધારવું? જો મંગળનો પૃથ્વિ સાથનો સંબંધ એક વખત કરતાં બીજા વખતે સાત ગણો વધતો હોય જો તેનો પ્રકાશ પચાશ ગણો વધતો હોય, તો તે પૃથ્વિ પર વધુ કે ઓછી, કાંઇજ અસર કરતો ન હોય? ત્રેવીશ કરોડ માઇલ ઉપરની મંગળની ગતી પૃથ્વિને જે જાતનાં વાઇબ્રેશન્સ (ધ્રુજરીઓ) પુરાં પાડે, તેથી બળવાન વાઇબ્રેશન્સ ૩૫ લાખ માઇલ પરની ગતીથી મળે, એમ માનવું શું સાદી સમજને અનુસરતું નથી?

***

૧૦.

આજના જમાનાની ખગોળ વિદ્યા પ્રમાણે સઘળા ગ્રહો કદમાં, રંગરૂપમાં, ગુણ દોષમાં એકેકથી જુદા પડે છે. તેમનાં મૂળતત્વોમાં પણ બહુ ફેર છે. તેમનાં કીરણોમાં ફેર છે. તેમની દરેકની ગતી જુદી છે, એટલુંજ નહી પણ કેટલાક ગ્રહો કોઇવાર ધીમી ગતીથી, અને કોઇવાર ઉતાવળી ચાલથી ચાલે છે. વળી કેટલાક ગ્રહો પોતાની ચાલમાં ચોક્કસ વખતે સ્થિર થઇ જઇ પાછળ હઠતા જણાય છે, અને વળી પાછા થોડે વખતે આગળ વધે છે. આ સઘળું ગણિત વિદ્યાની મદદથી ચોકકસ કરી શકાય છે, અને આખાં વર્ષના દરેક દિવસની દરેક ગ્રહની સ્થીતિ સુધરેલાં ઇંગ્લંડમાં અનેક ખગોળ તેમજ જ્યોતિષ શાસ્ત્રીઓ તરફથી બહાર પડે છે, એટલુંજ નહી, પણ ગ્રીનીચ ખાતેની બાદશાહી વેધશાળા તરફનું વાર્ષીક પંચાગ પણ એડમીરલ્ટીના લોર્ડ કમીશનરોના હુકમથી પ્રગટ થાય છે.

હવા તમામ જગતનો સંબંધ જોડી આપનારૂં સાધન છે. સૌથી બળવાન ગ્રહથી તે નાનામાં નાની રજકણને તે સંબંધમાં લાવે છે. હવા વગર જગતમાં કોઇ જગ્યા ખાલી નથી. હરકોઈ ચીજની ગતી હવામાં "વાઇબ્રેશન્સ" યાને ધ્રુજરી પેદા કરે છે, અને તે ધ્રુજરીઓ તે ચીજનાં કદ અને ગતીનાં પ્રમાણમાં વધારે કે ઓછાં જોરથી ફેલાય છે. આ આજની આગળ વધેલી વિદ્યાનો સાબેત થયલો કાયદો છે.

અનુભવની રીતે જોતાં એક રેલ્વે ટ્રેન ઘણે દુરથી આવતાં આપણને કાંઈ લાગતું નથી. પણ જુદાં જુદાં માણસોની સાંભળવાની તેમજ લાગણીની શક્તિનાં પ્રમાણમાં તે ટ્રેન નજદીક આવતાં હવામાંની ધ્રુજરી-

એ મારફતે તેનો અવાજ વહેલો કે મોડો તેમને કાને પડે છે. છેક નજદીક આવતાં તેની ઝડપનાં પ્રમાણમાં હવા ઉપર થતાં દબાણની મારફતે તે આપણી ઉપર અસર કરે છે. તેનાં બળવાન "વાઇબ્રેશન્સ" ઘરોની નજદીકથી પસાર થતી વખતે ઘરોને ધ્રુજાવે છે. તે પસાર થઇને છેક દુર જતાં આપણને તેની અસર જણાતી નથી.

સુધરેલી વિધાનાં ઉપલાંજ અનુમાનો બલકે અનુભવ સિધ્ધ પુરવાર થયલી બીનાઓને આધારે જગતમાંના નાના મોટા ગ્રહો પોતાની ધીમી કે ઉતાવળી ચાલનાં પ્રમાણમાં, પોતાનાં કદનાં પ્રમાણમાં, પોતામાં સમાયલાં તત્વોનાં પ્રમાણમાં, આ પૃથ્વિની નજદીક આવતાં પોતાની બળવાન ધ્રુજરીઓથી પૃથ્વિપર કાંઈ અસર કરી શકે કે નહી? જેમ એક દુરથી આવતી ટ્રેનનો અવાજ કે તેની ધ્રુજરીઓની અસર મેળવવાની શકિત સઘળાં માણસોમાં એકસરખી હોતી નથી, તેમ આ ગ્રહોની ગતીથી ઉત્પન થતી અસર સઘળાં માણસોપર એકસરખી થતી નથી, એમ માનવામાં જ્યોતિષ વિધા સાયન્સના કયા કાયદાનો ભંગ કરે છે? વળી એક ગ્રહ પૃથ્વિની નજદીક આવવાથી આ દુન્યાપર જે અસર થાય, તે કરતાં કાંઈ જુદાજ પ્રકારની અસર બે, ત્રણ, ચાર, પાંચ, છ કે છેવટ સાત ગ્રહો સાથે થઈ જઇને પૃથ્વિની નજદીક આવવાથી થવીજ જોઇએ, એમ માનવામાં જ્યોતિષ વિધા શો ગુનાહ કરે છે? કયો સાયન્ટીસ્ટ કયો ખગોળશાસ્ત્રી આ બીના રદ કરવાની હીંમત કરી શકશે? હવે જો એક કે એકથી વધુ ગ્રહોનો પૃથ્વિની નજદીક સમાગમ થાય, તો તેઓનાં કીરણોની અથડાઅથડીથી હવામાં જે વિજળીક તત્વ ઉત્પન થાય, તે આ પૃથ્વિપર સારી કે માઠી અસર કરી શકે કે નહી? એકલો ચંદ્ર પોતાનાં કીરણોથી જે અસર કરતો હોય, તે અસરમાં મંગળ કે શની જેવા તદન જુદાજ પ્રકારના ગ્રહનાં કીરણોના સમાગમથી ફેરફાર થવો જોઇએ કે નહી? જો હવામાં તેવો કાંઈ ફેરફાર ખરેખર થતો હોય, તો તે હવા દમમાં લેનાર, તે હવાપર જીવનાર તમામ પેદાયશનું કેમ? આપણે જાણીએ છીએ કે કેટલાંક માણસો "જીવતાં બૅરોમીટર" હોય છે. બાહોશ તબીબો એ વાત ના પાડી શકશે નહી. હવામાં થનારો ફેરફાર પ્રગટ થાય તે અગાઉ તે ફેરફારની અસર કેટલાંક તિક્ષણ જ્ઞાનતંતુવાળાં (sensitive) માણસોને થાય છે. સઘળી પેદાયશ એકસરખા તબક્કા ઉપર નથી. કુદરતની ગતીને તે એકસરખી રીતે જવાબ દઈ શકતી

નથી. આટલા માટે ખીલેલી આત્મીક શક્તિ વાળો એક માણસ કુદરતની જે શક્તિઓને ગ્રહણ કરી શકે છે, તે એક જડ બુદ્ધિનો માણસ કરી શકતો નથી. આ નિયમને આધારે અમે આગળ જણાવી ગયા તેમ જન્મ વખતે જે પ્રકારનાં "વાઇબ્રેશન્સ" ઉત્પન્ન થયાં હોય, તે પ્રકારની શક્તિ ધરાવનાર માનવી આ દુન્યાની રોશની જોય છે. તેવાંજ "વાઇબ્રેશન્સ" સાથે તેનું તન અને મન હમસાઝ થાય છે. તેથી ઉલટી જાતનાં "વાઇબ્રેશન્સ" તેના તન અને મન ઉપર ઉલટા પ્રકારની અસર કરે છે.

"As the planets differ in size, distance and activity, so differ in intensity their impulses upon the ether or astral light, and the magnetic and other subtile forces radiated by them in certain aspects of the heavens. Music is the combination and modulation of sounds, and sound is the effect produced by the vibration of the ether. Now, if the impulses communicated to the ether by the different planets may be likened to the tones produced by the different notes of a musical instrument, it is not difficult to conceive that the Pythagorean "music of the spheres" is something more than a mere fancy, and that certain planetary aspects may imply disturbances in the ether of our planet and certain others rest and harmony. Certain kinds of music throw us into frenzy some exalt the soul to religious aspiration. In fine, there is scarcely a human creation which does not respond to certain vibrations of the atmosphere. It is the same with colors: some excite us, some soothe and please. The nun clothes herself in black to typify the despondency of a faith crushed under the sense of original sin: the bride robes herself in white; red inflames the anger of certain animals. If we and the animals are affected by vibrations acting upon a very minute scale, why may we not be influenced in the mass by vibrations acting upon a grand scale as the effect of combined stellar influences?"—*Isis Unveiled*, p. 275.

"જેમ ગ્રહો પોતાનાં કદ, તફાવત અને ગતીમાં જુદા પડે છે, તેમ આકાશ અથવા આકાશી રોશની પર તેઓ તરફથી મળતા જુસ્સાના વેગમાં

અને આકાશમાંની તેઓની ચોક્કસ હાલતો વખતે તેઓ જે મેગ્નેટીક અને બીજી છુપી અસરો ફેંકે છે, તે અસરોમાં પણ ફેર પડે છે. ગાયન એ આવાજના જોડાણ અને તેઓનાં સુરની મેળવણીનું પરિણામ છે, અને આવાજ એ હવાના "વાઇબ્રેશન્સ" થી ઉત્પન્ન થતી અસર છે. હવે, જો જુદા જુદા ગ્રહોથી હવાને આપવામાં આવતા જુરસાઓ, એક વાજીંત્રના જુદાં જુદાં સુરથી ઉત્પન્ન થતા આવાજોને મળતા ગણીએ, તો પીથૈગોરસનુ જણાવેલુ "ગ્રહોનું ગાયન" માત્ર કલ્પીત નહિ, પણ કાંઇ ખરેખરૂં હોવું જોઇએ, અને ગ્રહોની ચોક્કસ સ્થીતી આપણી પૃથ્વિનાં વાતાવરણમાં ખલલ કરતી હોવી જોઈએ, અને બીજી ચોક્કસ સ્થીતિઓ શાંતિ અને મધુરતા ઉત્પન્ન કરતી હોવી જોઇએ. કેટલીક જાતનુ ગાયન આપણને ઉશ્કેરી મુકે છે, જ્યારે કેટલાંક ગાયનો આપણને ઉંચા ધાર્મીક ખ્યાલો તરફ લઈ જાય છે. ટુકમાં, ભાગ્યે કોઈબી માણસાઈ પેદાયશ એવી હોય કે જેની પર હવાની ચોક્કસ ધ્રુજરીઓ અસર કરતી ન હોય. રંગોના બાબમાં પણ તેમજ છે. કેટલાક રંગો આપણને ઉશ્કેરે છે, કેટલાક શાંત અને ખુશી કરે છે. એક જોગણ પોતાના આગલાં પાપની લાગણીથી કચડાયલાં એકીનની નિરાશી જાહેર કરવા કાળો પોશાક પહેરે છે; એક પરણતી કન્યા સફેદ પોશાકમાં સજ થાય છે; લાલ રંગથી ચોક્કસ પ્રાણીઓનો ગુસ્સો ઉશ્કેરાય છે. જો આપણી પર અને પ્રાણીઓ પર ઘણાજ નાના પ્રમાણમાં ઉત્પન્ન થતાં "વાઇબ્રેશન્સ" અસર કરી શકતાં હોય, તો ગ્રહોના સમાગમની અસરથી ઉત્પન્ન થતા ઘણા મોટા પાયાપર ફેલાયલાં "વાઈબ્રેશન્સ" ની આપણ સઘળાં પર અસર કાંય નહીં થાય?—**આઇસીસ અનવેલ્ડ**, પાનું ૨૭૫.

જેઓ માત્ર ખગોળ વિદ્યાને પકડી રહી સાયન્સની બીજી શાખાઓના અભ્યાસ પર ધ્યાન આપતા નથી, કે તે શાખાઓના સિધ્ધાંતોને ગણત્રીમાં લેતા નથી, તેઓ સાંકડી હદમાં રહીને કામ કરે છે. અને તેઓની નજરે માત્ર પૃથ્વી અને સૂર્ય મંડળની દેખીતી ખુબસુરતીજ જણાય છે, તે સીવાય બીજા વધુ ઉંચા ભેદો તરફ તેઓનુ ધ્યાન પહોંચી શકતું નથી. એક નાનું બાળક રમકડાં જોઇને ખુશી થાય, તેમ તેઓ સૂર્યમંડળની જાહેર રચનાથી ખુશી થઇ તેની વખાણ ગાયછે, પણ તેનાં બીત્તરમાં સમાયલી ખુબી કે તેનો ખરેખરો ઉપયોગ તેઓ જાણી કે સમજી શકતા નથી. ખરો વિદ્વાન કોઈ પણ ચીજની તપાસ કરવાને આતુર હોય છે; પોતે જે ચીજના મૂળાક્ષરો પણ નહીં જાણે તે ચીજને વહેમ ગણીને તે રદ કરતો નથી. આપણા કેળવાયલા દેશીઓમાંના કેટલાકો જેઓ જ્યોતિષ વિદ્યાની વિરૂધ લખવા કે બોલવાને અચકાતા નથી, તેઓમાંના કોઇપણ જાતે અવલોકન કરનારા કે અનુભવી ખગોળ શાસ્ત્રીઓ નથી. તેઓમાંના

કોઇએ પણ જ્યોતિષ વિદ્યાની બારાખડી જાણવાની દરકાર કીધી હોય એમ આપણે જાણતા નથી. કોઇના પણ જન્મનો ખરો વખત નોંધી લઇ સુધરેલી ઇંગ્રેજી રીતીએ એક જન્મ કુંડળી ઉભી કરી તે ઉપરથી જન્મ પામનાર માટેની વિગત જાણવાનુ કામ આપણા શીખેલા ગ્રેજ્યુએટો માટે મુસ્કેલ નથી. તે કામ એકાદ બે કલાકની મહેનતમાં થઈ જાય, અને તેટલો વખત એક ખરી સિધ્ધ થયલી વિદ્યા માટેના ભુલ ભરેલા વિચારને ફેરવવાને પુરતો છે. પણ તેમ કરવાની કોશેશ કરીને—જ્યોતિષ વિદ્યા ખરેખર ખોટી છે, એમ જાણીને—કોઈ તેની વિરૂદ્ધ બોલવા બહાર પડયું હોય, એમ આપણે જાણતા નથી. "અટકળના બોરંગાઓ" પર ઉભા કીધેલા રેતીના કીલ્લામાં પોતે ઉભા રહી જમાનાઓ થયાં જડ ખડક તરીકે ઓસ્તવાર ઉભેલી જ્યોતિષ વિદ્યા સામે તેઓ જ્યારે ધુજારો ચલાવે છે, ત્યારે તેઓ ભુલી જાય છે કે તે ખડક તો એવા અસંખ્ય ધુજારાઓ છતાં હજી કાયમ છે, જ્યારે તે ધુજારો ચલાવનારા સંખ્યાબંધ લોકો પોતાનો તકલીદી પાયો ધગી જવાથી નિષ્ફળતાને પુગ્યા છે. વહે-મના "બાઉ"થી ડરીને આપણા કેળવાયલા દેશીઓ આ વિદ્યાનો અભ્યાસ કરવાને કે તેપર એકીન લાવવાને અચકાય છે. પણ માત્ર સરવાળા—બાદબાકીની સાદી ગણત્રીથી ઇંગ્રેજી ઢબી મુજબ એક જન્મ કુંડળી ઉપજા-વીને તેમાંથી મળતો સાર માત્ર ઇંગ્રેજી જ્યોતિષ વિદ્યાની કોઇ પણ શરૂ આતની ચોપડીમાંથી તપાસી જોવા માટે એક કલાક રોકવામાં આવે, તો તે અનુભવથી જે ખાત્રી થાય, તે ગમે તેવી તકરાર કે દલીલથી થવી મુસ્કેલ પડે. તેવો એકજ જાતે ઉપજાવેલો દાખલો ગમે તેવા નાસ્તીકની આ વિદ્યાની સચ્ચાઈ માટે ખાત્રી કરવાને પુરતો થઈ પડે, એમ અમે માનીયે છીએ.

જેમ સઘળી ઉંચી વિદ્યાઓ અને ધર્મના બાબમાં બને છે તેમ, આ વિદ્યાને હીનપસ્તીમાં લાવનારા એ વિદ્યાનાજ ઉદ-અભ્યાસીઓ છે. માત્ર ગુજરાનનો સ્વાર્થ મનમાં રાખી, હિંદુ જોશીઓના મોટા ભાગે આ ઇશ્વરી વિદ્યાને છેક હલકી પંક્તિપર લાવી મુકી છે. વિદ્યા ખોટી નથી, પણ તેના જાણનારાઓનો મોટો ભાગ ખામી ભરેલો છે, અને સ્વાર્થથી દોરવાઇને હલકી વૃત્તિના માણસોએ તેને હીનપસ્તીમાં મુકી છે. પણ તેથી એ વિદ્યાને દોષ દેવો વાજબી નથી. એક ખામીનો ઉપાય કરવા માટે તે ચીજનો સદંતર નાશ કરવો, એ ડહાપણ ભર્યું ગણાય

નહી. એ વિદ્યાની ખીલવણી માટે એનો અભ્યાસ ઘટતી રીતે થવો જોઇએ, કે જેથી સંગીન જ્ઞાન ધરાવનારા અભ્યાસીઓ એ વિદ્યાને પાછી તેની અસલ સ્થીતિપર લાવી શકે.

"Astrology is a science as infallible as Astronomy itself, with the condition, however, that its interpreters must be equally infallible: and it is this condition, *sine qua non*, so very difficult of realization, that has always proved a stumbling block to both."—*Isis Unveiled*, p 259.

"જ્યોતિષ વિદ્યા ખગોળવિદ્યાના જેનીજ ખાત્રીપૂર્વક વિદ્યા છે, પણ તે વિદ્યાના સમજાવનારા પણ તેટલાજ ખાત્રીપૂર્વક હોવા જોઇએ;" અને આ નહી દુર થઈ શકે એવી શરત, જે પાર પડવી અતી ઘણી મુશ્કેલ છે, તેનજ લીધે એ વિદ્યા અને તેના જાણકારોનો ખાત્રીપૂર્વક લાભ મેળવવામાં નડતલ થતી રહે છે."—**આઇસીસ અનવેલ્ડ**, પાનુ ૨૫૯.

જ્યોતિષ વિદ્યાનો સઘળો આધાર ગણિતશાસ્ત્ર ઉપર છે, અને તે ગણિતની રૂડી ઓકટ છે. આટલા ઉપરથીજ સિદ્ધ થઈ શકે છે કે તે એક ખરી અને ચોક્કસ વિદ્યા હોવી જોઇએ. આ વિદ્યાને લગતી ગણત્રીમાં સહેજ ચુક થવા પામે, તો તેથી ઘણીવાર ફળમાં બહુ ફેર પડી જાય, એ કુદરતી છે, અને તેટલા માટે એ વિદ્યાને લગતુ કામ ગણિતનો વિષય બરોબર જાણનાર માણસને હાથે થવું જોઇએ. વળી એક બીના જે ખાસ ધ્યાનમાં રાખવાની છે, તે આ છે કે જ્યોતિષ વિદ્યાની રૂએ એક માણસને ચોક્કસ વખતે કેવા સંજોગોમાંથી (ગ્રહ યોગોમાંથી) પસાર થવું પડશે તે કહી શકાય છે, પણ તે સંજોગો જો બહુ બળવાન ન હોય તો, એક માણસ પોતાના ચાલુ કર્મથી તેમાં કાંઇક દરજ્જે ફેરફાર કરી શકે છે. જ્યોતિષ વિદ્યા માણસનાં પ્રારબ્ધ (નસીબ) ને ત્રણ ભાગોમાં વહેંચી નાખે છે: દ્રઢ, દ્રઢાદ્રઢ, અને અદ્રઢ. કેટલાક બનાવો એવા હોય છે કે જેમાં માણસ કશો ફેરફાર કરી શકતો નથી; કેટલાક બનાવોની અસરને બહુ બળવાન ઇચ્છા શકિતથી કે મજબુત નવાં કર્મથી કાંઇક દરજ્જે નરમ કરી શકાય છે; કેટલાક બનાવોની અસરને માણસ પોતાની ઇચ્છાશકિત કે કર્મથી ફેરવી શકે છે. આ સઘળું જ્યોતિષ વિદ્યાના અભ્યાસ ઉપરથી જાણી શકાય છે.

સાયન્સની રૂએ એક બંદુકની ગોળી એક સેકન્ડમાં કેટલી જગ્યે પસાર થઈ જશે, ને કેટલી દુર જશે, વગેરે હકીકત કહી

શક્ય છે. પણ સંજોગોથી તે માટે કીધેલી ગણત્રી મુજબ પરિણામ નહી આવવાથી કાંઈ સાયન્સ ખોટું ઠરતું નથી. વિરૂધ્ધ સંજોગોથી તે ગોળી ધારેલી જગ્યા કરતાં આગળ કે પાછળ પડે તો તેથી તે માટેની ગણત્રી કરનારાઓ ખ્યાલી કહેવાતા નથી.

આજે જ્યારે આવાજ, રોશની, કીરણો, બંદુક અને તોપના ગોળાઓ વગેરેની ગતી માટે દેખીતી કલ્પીત ગણત્રીઓને આધારે પરિણામો માટે તર્ક બાંધવામાં આવે છે, ત્યારે જ્યોતિષ વિદ્યા કઇ રીતે જુદી પડે છે, કે જેથી તેને વહેમની ઉપમા આપવામાં આવે? એ વિદ્યા માટેની અચુક રીતે ગણત્રી કરવામાં આવે, અને તે ઉપરથી જો પાકી તર્ક બાંધવામાં આવે તો ઉપર જણાવ્યા મુજબ બળવાન યોગથી ઉત્પન્ન થનાર દ્રઢ પ્રારબ્ધ કદી પણ ફેરવી શકાતું નથી, અને તેવા બનાવો બન્યા વગર રહેતા નથી.

એક તબીબ એક બીમાર માણસની આશા મૂકી જાય, પોતાની વિદ્યાને આધારે તેને માટે માત્ર થોડા કલાકની જીંદગીની મહેતલ આપી જાય, પણ જ્યોતિષ વિદ્યા મુજબ જો તે માણસનો વખત પુરો થયો ન હોય, જો તેના બચાવનો યોગ મરણના યોગ કરતાં બળવાન હોય, તો તે "નવો જન્મ" લે છે, અને તબીબની કીર્તિમાં "એક પીછું" વધે છે!

***

## ૧૧.

વિદ્યા બહોળી છે, અને જ્ઞાનનો કશો પારજ નથી. પશ્ચિમ તરફની નવી નવી શોધોએ વિદ્યાની અનેક નવી નવી શાખાઓને જન્મ આપ્યો છે, અને તે શોધો દીનપર દીન એટલી આગળ વધતી જાય છે, કે તેમનો છેડો ક્યાં આવશે, તે સમજી શકાતું નથી. ખરૂં જ્ઞાન મેળવવા માટે આ સઘળી વિદ્યાઓની જુદી જુદી શાખાઓમાંની કોઇ એકના અભ્યાસને વળગી રહેવાથી ધારેલી નેમ પાર પડતી નથી. જ્ઞાન મેળવવામાં હદ હોયજ નહી—તે જેમ પાર વિનાનું છે, તેમ તે મેળવવા માટે ઉમેદવાર અભ્યાસીનું મન પણ બહોળું, ઉદાર, સાંકડી હદ વગરનું, એકીનદાર હોવું જોઇએ. શક અને જ્ઞાનને વેર હોય છે. આટલાજ માટે પશ્ચિમની વિદ્યાઓમાંની ઘણીક શાખાઓનો મૂળ નિયમ એક સિધ્ધાંતને પહેલાંથી ખરા તરીકે માની લઇ પછી તેના પુરાવાઓ મેળવ-

વાનો છે. આટલું છતાં અભ્યાસીઓનો મોટો ભાગ ફક્ત તાસુબીને લીધે નવાં જ્ઞાનની કોઇ બાબદો પોતાના મનમાં નકી ઉતરે તો, તે માટે પોતાનાં મનને લાયક કરવાને બદલે, તે બાબદને એક સિધ્ધાંત તરીકે માની લઇ તેની પ્રમાણીકપણે તપાસ કરવાને બદલે, તેને વહેમના છાપથી રદ કરી, પોતાનાં મનને સાંકડી હદમાં રાખવાનું પસંદ કરે છે.

કોઇ પણ અભ્યાસી આટલું તો કબુલ કરશે કે પશ્ચિમની વિદ્યાઓમાંની કોઇ એકનો અભ્યાસ કરવાથી જે લાભ થાય છે, તે કરતાં વધુ લાભ અનેક વિદ્યાઓનો સામટો મુકાબલારૂપી અભ્યાસ કરવાથી થાય છે. જેઓ તેવાં ધોરણે અભ્યાસ કરે છે, તેઓની વિચાર શક્તિ મુકાબલો કરવાની રૂઢીથી વધુ ખીલે છે, અને તેઓ બીકટ બાબદો વધારે સહેલાઇથી સમજી શકે છે. તેવી રીતે પશ્ચિમ તરફની વિદ્યાઓનો મુકાબલારૂપી અભ્યાસ કરનાર કોઈ પણ અભ્યાસી પોતાના બહોળા અભ્યાસનાં પરિણામ તરીકે છેવટ એવાં અનુમાન ઉપર કુદરતી રીતેજ આવે છે કે માણસનો જગત સાથેનો સંબંધ ધારવામાં આવે છે તેટલી સાંકડી હદમાં અટકતો નથી, પણ પુરાતન ધર્મ શાસ્ત્રોના નિયમ પ્રમાણે શરીર એ જગતનું એક સ્વરૂપ છે. શરીર અને જગત સાથેનો સંબંધ આજની વિદ્યાઓનેજ આધારે નીચલા શબ્દો ઉપરથી બહુ સારી રીતે સમજી શકાશે.

"We are . . . . compounded of cosmic elements, and we draw the material of our physical organisms from the elaborated and evolved matter of the earth itself. Any affection of our planet by others of the system must directly affect us owing to our terrestrial natures and the fact that we are subject, materially speaking, to our environment. We are affected variously by the degree of the electrification of the atmosphere from time to time, we are affected by the rise and fall of temperature, by the changes of luminosity in the air, by the rise and fall of the tides, and the degree of saturation in the air. Even the quarter from which the wind blows has its effect upon us; light, colour, heat, pressure, density, temperature, saturation, all affect us directly and intensely. And to these various factors we may add those more subtle influences

which are none the less real because they have thus far escaped the scientific definition and which proceed from the Sun, Moon and stars. The Sun gives us light and heat, but does it give us only these? The Moon we know acts upon the tides in connection with the Sun, but does it only produce a gravitational effect? And what of the planets? They transmit rays from the Sun, to the Earth in altered electrical and magnetic conditions, differing as the planet which transmits them. Our sight is affected by the degree of luminosity, our sense of touch to the degree of gravity to be displaced, but what of the senses of smell, hearing, taste, and that nervous appreciation of temperature which we call feeling? These we know to be related to the conditions of atmosphere, vapour, humidity, and etheric activity affecting the body, but that does not explain what the senses are in themselves, but only how their respective organs are affected by the conditions around us. Heat and light as we know them do not exist outside the atmosphere, and if we were to transfer our sensorium to the interplanetary spaces, we should be as ineffectual as newly-born infants. We are what we are by reason of the more or less effective but gradual adjustment of our senses to our earthly environment, but that enviroment is what it is by reason of the interplay of cosmic forces.

"We have no cause, therefore, to be dismayed by the doctrine of planetary influence in human life."

—SEPHARIAL'S PHRENOSCOPY, p. 48–50.

"આપણે જગતને લગતાં તત્વોનાં બનેલા છીએ, અને આપણાં ખાકી શરીરોને લગતાં તત્વો આપણે ખુદ પૃથ્વીના વધારે ઉંચી જાતનાં અને વધારે ખીલેલાં તત્વોમાંથી મેળવીએ છીએ. આપણી ખાકી ખાશ્યતોને લીધે, અને દુન્યવી રીતે તપાસતાં, આપણી આસપાસના સંજોગોને આપણે આધીન હોવાથી, આપણી પૃથ્વિ ઉપર બીજા ગ્રહોથી જે અસર થાય, તે સીધી રીતે આપણીપર પણ થવી જોઇએ. વખતો વખત હવામાં થતા વિજળીક ફેરફારોથી, હવાની

ગરમીની વધઘટથી, હવાનાં તેજમાં થતા ફેરફારથી, ભરતી ઓટથી, અને હવામાં રહેતા ભેજની વધઘટથી આપણી ઉપર જુદા જુદા પ્રકારની અસર થાય છે. જુદી જુદી દીશાથી ફુંકતો પવન પણ આપણીપર જુદી જુદી અસર કરે છે; રોશની, રંગ, ગરમી, હવાનુ દબાણ કે ઘટપાણુ, ભેજ, સઘળું સીધી રીતે અને અતી ઘણા પ્રમાણમાં આપણીપર અસર કરે છે. આ જુદી જુદી અસરોમાં આપણે બીજી બારીક અસરો ઉમેરવી જોઇએ, કે જે સૂર્ય, ચંદ્ર અને તારાઓમાંથી ઉત્પન થાય છે, અને જે આજ સુધી સાયન્સની તપાસમાંથી બકાત રહી છે; છતાં તે કાંઇ ઓછી બળવાન નથી. સૂર્ય આપણને રોશની અને ગરમી આપે છે, પણ શું તે માત્ર એટલુંજ આપે છે? આપણે જાણયે છીએ કે ચદ્ર સૂર્યની સાથે મળીને ભરતી ઉપર અસર કરે છે, પણ શું તે માત્ર આટલી ખેંચાણરૂપી અસરજ ઉપજાવે છે? અને પછી ગ્રહોનુ શું? તેઓ સૂર્ય તરફથી મેળવેલાં કીરણોને વિજળીક અને મેગનેટીક સ્થીતિમાં ફેરફાર કરીને પૃથ્વિપર મોકલે છે, અને તે ફેરફાર જે ગ્રહ મારફતે તે કીરણો આવે છે, તેના ગુણદોષ મુજબનો હોય છે. તેજનાં પ્રમાણથી આપણી આંખ ઉપર અસર થાય છે, દબાણનાં પ્રમાણમાં આપણી લાગવાની ઈંદ્રીપર અસર થાય છે, પણ સુંઘવાની, સાંભળવાની, સ્વાદની, અને ગરમીના ફેરફારની જે અસર જ્ઞાનતંતુઓ મારફતે થાય છે, અને જેને આપણે લાગણી કહીએ છીએ, તે સઘળી શકિતઓનુ કેમ? આપણે જાણીએ છીએ કે આ લાગણીઓને આપણાં શરીર ઉપર અસર કરનારી હવાની જુદી જુદી હાલતો બાફ, ભીનાશ, અને હવાઇ ગતી સાથે સબધ છે, પણ તેથી કાંઇ લાગણીઓ પોતે શું છે, તેનો ખોલાસો મળતો નથી, પણ માત્ર તેમને લગતી જુદી જુદી ઇંદ્રીઓ ઉપર આપણી આસપાસની સ્થીતિથી કેવી અસર થાય છે, તે આપણે જાણી શકયે છીએ. ગરમી અને રોશની માટેનાં આપણાં જ્ઞાન મુજબ તેઓ હવાની બહાર નથી, અને જો આપણે આપણાં લાગણીરૂપી શરીરને ગ્રહોને લગતી જગ્યા ઉપર લઈ જઇ શકયે, તો આપણે તરતનાં જન્મેલાં બાળકોનાં જેવાં વગર અસરનાં થઈ પડયે. આપણી લાગણીઓને રફતે રફતે આપણી આસપાસની દુન્યાઇ સ્થીતિને અનુસરતી અને તેની અસરો ગ્રહણ કરવા લાયક કરવાથીજ આપણે આપણી હાલની સ્થીતિમાં છીએ, પણ આ દુન્યાની આસપાસના સંજોગો જગતને લગતી બળવાન શકિતઓના પરસપરના વહેવારથી ઉત્પન થાય છે.

"આટલા માટે માણસની જીદગી ઉપર ગ્રહોથી થતી અસરનાં મતથી આપણને ગભરાવાનુ કશું કારણ નથી."—**સેફારીયલની ફ્રેનોસ્કોપી,** પાનું ૪૮-૫૦

આજની આગળ વધેલી વિદ્યા પ્રમાણે જુદા જુદા ગ્રહો તેમજ સ્થિર તારાઓનાં કીરણોની ચોકકસ યંત્રો મારફતે તપાસ થઈ શકે છે. તે કીરણોને તપાસી તેમનું પૃથકકરણ (**Analysis**) પણ કરવામાં આવે

**છે, જેથી તે કીરણોના રંગો, તત્વો વગેરે જુદાં પાડી ઓળખી શકાય છે, તેમ કરતાં માલમ પડે છે કે સૂર્યનાં કીરણો આપણને સીધાં મળે છે, તેમજ તે જુદા જુદા ગ્રહોની મારફતે પણ મળે છે, અને તેવી રીતે બીજા ગ્રહોની મારફતે પૃથ્વિપર આવતાં તે કીરણોમાં અનેક જાતના ફેરફાર થાય છે.**

**"Uranus, Saturn, Jupiter, and the rest, in whatsever part of the heavens they may be at any time, are equally recipients of the same solar rays. But spectrum analysis will inform us that these rays undergo a modification when we receive them from a planet instead of directly from the Sun."**

—PHRENOSCOPY, p. 59

"યુરેનસ, શની, ગુરૂ અને બીજા ગ્રહો કોઇપણ વખતે આકાશમા ગમે તે ભાગમાં હોય તે છતાં, તેઓ સૂર્યનાં કીરણો એકસરખી રીતે મેળવે છે પણ "સ્પૅક્ટ્રમ"થી કરવામા આવતી તપાસના પરીણામમાં આપણે જાણવા પામીએ છીએ કે સૂર્ય તરફથી સીધાં મેળવવાને બદલે એક ગ્રહની મારફતે જ્યારે એ કીરણો આપણને મળે છે, ત્યારે તેમાં ફેરફાર થાય છે.'

—**ફ્રેનોસ્કોપી**, પાનુ ૫૯

વિદ્યાની આગળ વધતી શોધખોળોને આધારે આ બાબદને હજી બહુ લબાવી શકાય એમ છે, પણ આગળ અનેકવાર જણાવવામાં આવ્યુ છે કે અહીં માત્ર આતુર અભ્યાસીઓ માટે ઇશારાઓ મૂકી જવાની નેમ રાખવામાં આવી છે. જેથી સચ્ચાઇની શોધ કરવા ચહાનારાઓ સ્વતંત્ર રીતે વિચાર કરી શકે. આટલા માટે અહી આપણે અટકીશુ, કારણ જગત મંડળમાંના ગ્રહોના આ પૃથ્વી અને તમામ જાનદાર પેદાયશ સાથના સબંધ બાબે પુરતી દલીલો અત્રે રજુ કરવામાં આવી છે. એક રજકણ પણ પોતાની જુદી હસ્તી ભોગવી શકતી નથી,—તે જગતનો એક ભાગ છે. આટલુંજ સિદ્ધાંત ઇન્સાનના જગત સાથના સંબધની સાબેતી માટે પુરતું છે.

**આ ઇશ્વિરી વિદ્યાના સીધા તેમજ આડકતરા ઇશારાઓ જુદા જુદા ધર્મો અને ફીલસુફીઓને લગતાં પુસ્તકોમાં મળે છે. પારસીઓના પુરાતન વડવાઓ જેઓનાં જુદાં જુદાં વંશો જુદે જુદે વખતે મેગ્નાઇ, ખાલ્ડીઅન,**

બબીલૉન્યન વગેરે નામોથી ઓળખાતા હતા, તેઓ ભૂત, વર્તમાન અને ભવિષ્યનું સંપૂર્ણ જ્ઞાન ધરાવતા હતા. પહેલવી પુસ્તકો તારા, સેતારાઓને લગતાં જ્ઞાનની બાબદોથી ખાલી નથી. **બુન્દહેશ અને દાદસ્તાનેદીનામાં** આવા જ્ઞાનના ખુલ્લા ઇશારા છે. જેઓ જરથોસ્તી મજહબમાં આવી બાબદો શોધવા ચહાતા હોય, તેઓને એ બાબે પુસ્કળ ઇશારા મળશે. પારસી અભ્યાસીઓમાં શમ્શુલઓલ્મા ડા૦ જીવનજી જમશેદજી મોદી અવસ્તા અને પહેલ્વી ભાષાના એક કાબેલ અભ્યાસી છે. જુદા જુદા ધર્મો, તવારીખ, ફીલસુફી, વિદ્યાઓ વગેરેના મુકાબલા રૂપી અભ્યાસ માટે આ કાબેલ અભ્યાસી જાણીતા છે. તેમના નીચલા વિચારો માટે જ્યોતિષ વિદ્યાના વિરોધીઓ તેમને "વહેમી"નો એલ્કાબ લાગુ પાડશે કે કેમ તે આપણે જાણતા નથી. છતાં તે વિચારો આપણી ચાલુ બાબદમાં ઉપયોગી થઇ પડે એમ હોવાથી તે ટાંકવાની જરૂર ધારવામાં આવે છે. ગયા ફેબ્રુઆરી માસની તા૦ ૨૮ મીએ મુંબઈની "ઍન્થ્રોપૉલોજીકલ સોસાયટી"માં "ચંદ્ર વિષેની લોક માન્યતા" ઉપર તેવણે આપેલા **ભાષણમાં જણાવ્યું હતું કે :—**

"અસલના વખતથી માણસ કુદરતના બુલંદ પદાર્થોમાં બળ અને જાનદાર તત્ત્વ જોતો આવ્યો છે. એવા પદાર્થોમાં આકાશી ગોળાઓ અને તેવા ગોળાઓમાં ચંદ્ર અગતની જગ્યા લે છે.

. . . . . . . . .

અસલી ઈરાનીઓની એ બાબેની લોક માન્યતા આપણને પારસી પુસ્તકો ઉપરથી અને તેમાં પહેલવી પુસ્તકો ઉપરથી માલમ પડે છે. પહેલવી દાદેસ્તાને દીની પ્રમાણે માણસ જાતનાં સબંધમાં કેટલીક ચીજનો આધાર નસીબ ઉપર છે અને કેટલીકોનો આધાર તેના પોતાના ઉપર છે. પાછલા ફારસી સાહિત્યના શબ્દોમાં બોલીએ તો "તકદીર" અને "તદબીર" ઉપર છે. દાખલા તરીકે દાદેસ્તાને દીની કહે છે કે જીંદગી, બાયડી, ફરજંદ, દરજ્જો, અને દોલતનો આધાર તકદીર ઉપર છે. ભલી અશો જીંદગી ગુજારવી, કે દરવંદી જીંદગી ગુજારવી, મહેનતુ કે આળસુ જીંદગી ગુજારવી, તેનો આધાર આપણા પોતા ઉપર, આપણી તદબીર ઉપર છે આપણી જીંદગીની દોરી કયાં સુધી લંબાશે, આપણને સ્ત્રીનું સુખ મળશે કે, આપણે ત્યાં ફરજંદો થશે કે, આપણ તવંગર બનીશું કે, એવી કોઈક બાબતોનો આધાર તકદીર ઉપર છે. તકદીરનો ચંદ્રમા સાથે સંબંધ માનવામાં આવે છે. મહાતાબ જાણે નસીબનો, તકદીરનો આપનાર છે. આવાં અરદવીસુર અનાહિત અને મહા બોખતાર એ બે જાણે પારસી બાઈઓના ખાસ યઝદો

છે. બાનુઓને બાવીંદોનું સુખ આપવામાં, તેઓને ત્યાં ફરજંદોની વૃધ્ધી કરવામાં, ફરજંદો આવે તો તે ફરજંદો માટે તેઓને છાતીએ પુરતું દૂધ આપવા વગેરેમાં, એ યજદોનો ખાસ હાથ છે. ફરજંદની વૃધ્ધિનાં મૂલને દીનકરદ પ્રમાણે જાણે માહતાબ સાથે સંબંધ છે. વનસ્પતિ પેદાયશ ( Vegetable creation ) નો તેમજ જાનવરી પેદાયશનાં મૂળનો પણ ચંદ્ર સાથ કાઇક સંબંધ મનાયો છે. મહા બોખતાર નિયાએશમાં ચંદ્રને "ગઓચીથ્ર" એટલે ગાયના ચહેરાનો યા ગાયના તોખમવાળો કહયો છે. પુરાણાં યુનાની લખાણો ચંદ્રનો ગાય સાથ અથવા જાનદાર તોખમની પેદાયશ સાથે ઘણો સંબંધ દેખાડે છે. . . . . . . . . . . આપણામાં દરીઆનાં ઉધાણ સાથે અથવા ચાંદની ચાલ સાથે કોઈક બિમારીનાં જોરનો સબંધ જોડવામાં આવે છે, તેમ સ્કોટલાંડમાં કાઇક પરગણાંમાં જોવામાં આવે છે.'—**જામે જમશેદ**, તા૦ ૩-૩-૧૭.

અસલી ઇરાનીઓમાં નજુમ યાને જ્યોતિષ-વિદ્યાપર ઘણો અમલ થતો હતો, એમ સાબેત કરવાને તવારીખી દાખલાઓની ખુટ નથી. પણ ઇરાની તેમજ બીજી પ્રજાઓમાં આ ઇશ્વરી વિદ્યાપર થતા અમલ બાબેની લંબાણ શાહદતો અત્રે રજુ કરવાથી આ બાબદ બહુ લખાય, એ દેખીતું છે. માટે તેમ કરવું સલાહકારક ધારવામાં આવતું નથી. છતાં ખાસ જરૂરના દાખલાઓ અત્રે રજુ કરવાની અગત્ય સમજવામાં આવે છે.

**જામાસ્પી** ઇરાની જ્યોતિષ વિદ્યાને લગતું એક જગ-જાહેર પુસ્તક છે. જરથોસ્તી ધર્મને લગતાં બીજાં કેટલાંક પુસ્તકોની માફક તે પણ અસલ ચોખી અને સંપૂર્ણ હાલતમાં કમનસીબે આપણા હાથમાં આવવા પામ્યું નથી. આટલા માટે આગલા વખતની એ પુસ્તકની હાલત માટે પુરાતન લખનારાઓ જે વિચારો જાહેર કરી ગયા છે, તે જાણવા જોગ ગણાવા જોઇએ, કારણ તેજ વિચારો એ પુસ્તક બાબે કાંઇ પણ ખરો ખ્યાલ આપણને આપી શકે.

"એન્શન્ટ યુનિવર્સલ હીસ્ટરી" નામનાં પુસ્તકમાં **જામાસ્પી** માટે નીચલું લખાણ આપણને મળે છેઃ—

"In the reign of Gushtasp, King of Persia, flourished a celebrated astrologer, whose name was Gjamasp, surnamed Al Hakim, or the wise. The most credible writers say that he was the brother of King Gushtasp, and his confidant and chief minister. He is said to have predicted the coming of the

Messiah; and some treatises under his name are still current in the East. Dr. Thomas Hyde, in speaking of this philosopher, cites a passage from a very ancient author, having before told us that this author asserted there had been among the Persians ten doctors of such consummate wisdom as the whole world could not boast the like. He then gives the author's words: 'Of these, the sixth was Gjamasp, an astrologer, who was counsellor to Hystaspes. He is the author of a book intitled *Judicia Gjamaspis*, in which is contained his judgment on the planetary conjunctions. And therein he gave notice that Jesus should appear; that Mohammed should be born; that the Magian religion should be abolished &c.; nor did any astrologer ever come up to him.' "—*Ancient Universal History*, vol. V. p. 415.

"ઇરાનના પાદશાહ ગુશ્તાસ્પના વખતમાં એક પ્રખ્યાત નજુમી થઇ ગયો, જેનું નામ જામાસ્પ હતુ, અને જે હકીમ યાને દાનાવને નામે ઓળખાતો હતો. ઘણા નામીચા લખનારાઓ જણાવે છે કે તે શાહ ગુસ્તાસ્પનો ભાઇ થતો હતો, અને તે તેનો વિશ્વાસુ અને વડા વઝીર હતો. તેણે ક્રાઇસ્ટના આવવા માટે આગાહી કીધેલી કહેવાય છે, અને તેનાં નામ હેઠળ કાંઈક લખાણો આજે પણ પૂર્વ તરફના દેશોમાં મોજુદ છે. ડા૦ ટૉમસ હાઇડ, આ ફીલસુફ વિષે લખતાં, એક ઘણા પુરાતન લખનારની સત્તાને આધારે કહે છે કે ઇરાનીઓમાં બહોળું ડહાપણ ધરાવનાર દશ દાનાવો હતા, કે જેઓની બરોબરીના દુન્યામાં બીજા કોઈ ન હતા. તે પછી મજકુર લખનારના શબ્દો ટાંકે છે: 'આ દાનાવો-માંનો છઠો જામાસ્પ નામનો નજુમી હતો જે ગુશ્તાસ્પનો સલાહકાર હતો. તે જામાસ્પી નામનાં એક પુસ્તકનો લખનાર હતો, કે જે પુસ્તકમાં ગ્રહોના યોગ [illegible] છે અને તેમાં તેણે આગાહી કીધી હતી કે જીસસ જન્મ લેશે; મહમદ જન્મ પામશે; અને મેજદઇ ધર્મની પડતી આવશે, વગેરે; કોઈ પણ નજુમી કદીબી ત[illegible] જેનો થયો નથી.' "—**એન્શન્ટ યુનિવર્સલ હીસ્ટરી**, પુસ્તક ૫ મું, પાનું ૪૧૫.

એજ પુસ્તકમાં આગળ ચાલતાં જણાવે છે કે **જામાસ્પી**ના અરબી ભાષામાં તરજુમો કરી તે "અલ કેરાનાત" ને નામે **લાલી** નામના લખનારે ઈ૦ સ૦ ૧૨૮૦માં પ્રગટ કીધો હતો. અને તેના દીબાચામાં તે લખનાર જણાવે છે કે:—

"શાહ ગુસ્તાસ્પનાં રાજ્યમાં ખોરાસાનની હદ ઉપર આવેલાં [illegible] [illegible]માં જામાસ્પ નામનો બઝોજ દાનાવ રીલસુફ થઈ ગયો, જે આ પુસ્તકનો લખનાર હતો. એમાં જામારપના વખત અગાઉ બની ગયલા તથા ભવિષ્યમાં બનનારા ગ્રહોના મોટા યોગોનો હેવાલ આપવામાં આવ્યો છે, અને નવા ધર્મો અને નવાં રાજ્યો ઉભાં થવા બાબેનો હેવાલ બરોબર રજુ કરવામાં આવ્યો છે."

રાજ્યો અને ધર્મોમાં થતી ઉથલપાથલનો આધાર ગ્રહોના યોગ ઉપર હોય છે, તે બાબે મત આપતાં "એન્શન્ટ યુનિવર્સલ હીસ્ટરી" નો લખનાર પોતે નીચલી વધુ વિગત પુરી પાડે છે:—

"The notion of predicting the rise and progress of religions from the grand conjunctions of the planets, has been likewise propagated in our western parts: Cardon was a bold asserter of this doctrine. The modern Persians are still great votaries of astrology, and although they distinguish between it and astronomy, they have but one word to express astronomer and astrologer; viz. *manegjim*. . . . . . . Of all the provinces of Persia, Chorassan is the most famous for producing great men in that art; and in Chorassan there is a little town called Genabad, and in that town a certain family which for 6 or 700 years past, has produced the most famous astrologers in Persia; and the King's astrologer is always either a native of Genabad, or one brought up there. Sir John Chardin affirms that the appointments in his time for these sages amounted to six millions of French livres per annum. Albumazar of Balch (Scholar of Alkendi, a Jew, who was professor of judicial astrology at Bagdad, in the Caliphate of Almamoun) became wonderfully famous. He wrote expressly from the Persian astrologers, and it may be from the works of Gjamasp."—*Ancient Universal History.* vol. V. p. 419.

"ગ્રહોના મોટા યોગો ઉપરથી ધરમોની ચઢતી અને વધારા માટેની આગાહીનો ખ્યાલ પશ્ચિમ તરફના મુલકોમાં પણ ફેલાયલો છે! કારડન આ મતનો મજબુત હિમાયતી હતો. ઈરાનના હાલના વતનીઓમાં પણ જ્યોતિષ વિદ્યાના મોટા ઉરતાદો વસે છે, અને જો કે તેઓ એ વિદ્યાને ખગોળ વિદ્યાથી જુદી પાડે છે, છતાં એક ખગોળ શાસ્ત્રી અને એક જોશી માટે તેઓમાં એકજ શબ્દ—માનેજ્જીમ—છે. ઇરાનના સઘળા મુલકોમાં ખોરાસાન એ હુંન્નરના કામેલ

આલુસો ઉત્પન કરવા માટે મશહુર છે. ખોરાસાનમાં ગેનાબાદ નામે એક નાનું શહેર છે, અને તે શહેરનાં એક ચોકકસ કુટુંબે છેલ્લાં છસોથી સાતસો વરસો થયાં સૌથી નામીચા નજુમીઓને જન્મ આપ્યો છે. શાહનો નજુમી ગેનાબાદનો વતની અથવા ત્યાંજ ઉછરેલો કોઇ માણસ હોવો જોઇએ. સર જોન શારડીન ખાત્રી આપે છે કે તેના વખતમાં ઇરાનના શાહના નજુમીઓને ૬૦ લાખ ફ્રેંચ લીવના સીક્કાઓ જેટલું સાલીયાણુ મળતું હતું. બલ્ખનો અલ-બુમઝર (જે કલીફ અલમામુનના વખતના બગદાદના યાહુદી નજુમી ઉસ્તાદ અલકેન્દીનો ચેલો થતો હતો, તે) અજબ જેવી રીતે મશહુર હતો. તે ઇરાની નજુમીઓનાં—અને બનવા જોગ છે કે જામારપનાં પુસ્તકોને આધારે ખાસ કરી લખાણો કરતો હતો."—**એન્શન્ટ યુનિવર્સલ હીસ્ટરી**, પુ૦ ૫મું, પાનુ ૪૧૯.

જામારપી આજે પારસીઓમાં ચોખી અને સંપૂર્ણ હાલતે જળવાયલી જણાતી નથી, પણ ઉપલાં લખાણ ઉપરથી જણાય છે કે અંગ્રેજ અને ઇસ્લામી લખનારાઓ પુરાતન જમાનાનાં એ પુસ્તકને ઘણું વજન આપતા હતા, અને ખુદ અશો જરથોસ્ત સાહેબના જમાનાના એક નામીચા નજુમીને હાથનું એ પુસ્તક જરથોશ્તીઓમાં જ્યોતિષ વિદ્યાની અવ્વલથી હસ્તી હોવા બાબે, તેનું એમુકાબેલ જ્ઞાન હોવા બાબે, મુસ્તકીમ પુરાવો રજુ કરે છે.

***

## ૧૨.

**જામારપી** તેની અસલ હાલતમાં જ્યોતિષ વિદ્યાને લગતું એક સત્તાવાર અને ભરોસેદાર પુસ્તક હતું, તે માટે યુરોપીયન લખનારાઓનાં મતો આપણને પુરતી શાહદત આપે છે. આ પુસ્તક ખુદ પેગમ્બર સાહેબ અશો જરથોસ્તના વખતમાં લખાયલું હોવા બાબે કશો શક રહેતો નથી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે જ્યોતિષ વિદ્યા મૂળ જરથોસ્તી મજહબ સાથે ઘાડો સંબંધ ધરાવે છે.

**શાહનામામાં** ઇરાની પાદશાહો અને પહેલવાનો નજુમના ઉપયોગ કરતા હોવા બાબેની શાહદતો ઓછી નથી. **બુન્દહેશ** અને બીજાં પહેલવી પુસ્તકોમાં રાશીઓ, ગ્રહો અને તેઓની અસર બાબેનું બ્યાન આપણને મળે છે. **દાદેસ્તાને દીની** આવા પુસ્તકોમાંનું એક છે. **અવસ્તામાં** જ્યોતિષના વિષય કેવી રીતે વર્ણવ્યો છે, તે સમજવા માટે હિંદુ ધર્મ શાસ્ત્રો અને જ્યોતિષ વિદ્યાના મુકાબલા રૂપી અભ્યાસની ખાસ જરૂર છે.

આ વિદ્યા માણુસ જાતની હસ્તીથીજ એક જરૂરી વિદ્યા તરીકે કેવી રીતે ઉત્પન્ન થયલી હોવી જોઇએ, તેનો ખ્યાલ એક ઇંગ્રેજ લખનારના નીચલા શબ્દોથી આપી શકાશે :—

"When man turns from a contemplation of Self to the things around him, there is added to the sense of the mysterious which is aroused in him, the feeling of his own weakness which is borne in upon him with overpowering force. He cannot fail to realize how dependent he is upon the sun, the moon, the rain and the storm. At every step he takes, dangers beset his path.

"To forestall the future was his only safeguard against the dangers in store for him. It was of the utmost importance to know what was coming, or at all events, to be on the look out for *something* in order to be in a proper frame to receive either the benefits or to meet the difficulties of the situation.

"His powers of observation—upon which man in a primitive state depended almost entirely for his sustenance—were thus further strengthened by the necessity of protecting himself, so far as possible, against the uncertainties of the future. Nothing would escape him. The movement of the stars and planets, their position at different seasons and periods, the appearance of the clouds, an eclipse, the conditions of the streams, an earthquake, the direction of the winds, storms, the flight of birds, the barking of dogs, the movements of snakes and serpents, peculiar marks on the bodies of children, of adults and animals, monstrosities among mankind or the brute creation, the meeting with certain persons or animals, the rustling of leaves, the change of seasons, the lustre of precious stones, all attracted man's attention. Whatever he saw might portend something to him, in fact did portend something; hence the one great aim and ideal of his life was *to see* everything. Seeing

meant foreseeing, and the man who could see everything —the seer par excellence, who could also understand what he saw,—held in his hands the key that would unlock the secrets of the future. He possessed the means of forecasting events."—*Religion of Babylonia and Assyria*, by Morris Jastrow, p. 354-55.

"જ્યારે માનવી પોતાના વિચાર ઉપરથી પોતાની આસપાસની ચીજો વિષે વિચાર કરવા પર દોરવાય છે, ત્યારે તેનાં ભિત્તરમાં જે ભેદી લાગણી જાગ્રત થાય છે, તેમાં તેની પોતાની નબળાઇની લાગણીનો વધારો થાય છે, જે ઘણા જોરથી તેની ઉપર અસર કરે છે. સૂર્ય, ચદ્ર, વરસાદ અને તોફાન ઉપર તેનો કેટલો બધો આધાર છે, તે તે સમજી શકે છે. તે દરેક પગલું ભરે છે તેમાં તેના રસ્તા ઉપર જોખમો હોય છે. . . . . . . . . . આવા જોખમો સામે તેનો એકલો બચાવ અગાઉથી ભવિષ્ય જાણી લેવામાં સમાયલો હતો શુ બનનાર હતું તે જાણવું એ અતી અગત્યનું હતું, અથવા પોતાની હાલતની મુશ્કેલીઓની સામે થવા માટે અથવા તેના ફાયદા મેળવવા માટે જોઈતી તૈયારીમાં રહેવાને કોઇ પણ રીતે કોઈ ચીજ માટે સાવચેત રહેવાની જરૂર હતી.

"અવલોકન કરવાની તેની શક્તિઓ—જેની ઉપર પુરાતન કાળના માનવીના નિભાવનો લગભગ સઘળો આધાર રહેલો હતો, તે— આથી ભવિષ્યના અચોકકસપણાં સામે બને તેટલો પોતાનો બચાવ કરવાની જરૂરયાતોથી મજબુત થતી હતી. તેની નજરેથી કોઇ પણ ચીજ છટકી જતી નહી. તારાઓ અને ગ્રહોની ગતી, જુદી જુદી રૂતુઓ અને વખતો પર તેઓની સ્થિતી, વાદળાંઓનો દેખાવ, ગ્રહણ, ઝરાઓની હાલત, ધરતીકપ, પવનોની દીશા, તોફાનો, પક્ષીઓનું ઉડવું, કુતરાઓનુ ભસવુ, સાપોની હિલચાલ, બાળકો, મોટાં માણસો અને જાનવરોનાં શરિર ઉપરની વિચીત્ર નિશાનીઓ, માણસ જાત કે જાનવરોમાં થતા રાક્ષસી જન્મો, ચોક્કસ માણસો કે જાનવરો સાથનો મેળાપ, પાતરાંઓનો ખખડાટ, રૂતુઓનુ બદલાવું, કીમતી નગોનુ આબ, એ સઘળુ માનવીનું ધ્યાન ખેચતું હતુ. તે જેઓ જોતો તે કાંઈ ભવિષ્ય માટે આગાહી કરે એમ લાગતું, બલકે ખરેખર તેવી આગાહી થતી: આથી તેની જીદગીની મુખ્ય નેમ અને ખયાલ દરેક ચીજ **જોવાની** હતી જોતું એટલે દુરદેશીનો ઉપયોગ કરવો એમ ઠરતું હતુ, અને તેથી જે માણસ દરેક ચીજ જોઇ શકતો—સૌથી ઉત્તમ દ્રષ્ટા, જે પોતે જોયલી ચીજો સમજી પણ શકતો—તે પોતાના હાથમાં ભવિષ્યના ભેદો ખોલવાની ચાવી ધરાવતો હતો. તે આગાહી કરવાનાં સાધનો ધરાવતો હતો."—**રીલીજીયન ઓવ બબીલોનીયા એન્ડ એસીરીયા,** (મોરીસ જાસ્ત્રો) પાનુ ૩૫૪-૬૫.

પુરાતન મેજાઈ લોકોના જ્યોતિષ વિદ્યા બાબેનાં એકીન ઉપર બેલી નામના ખગોળ વેત્તાએ કીધેલા ટીકા ઉપરથી મૅડમ બ્લાવાટસ્કી પોતાનાં " સીક્રેટ ડૉકટ્રીન " માં નીચલો બચાવ રજુ કરે છે :—

'. . . . . . We are bound to recognise that an instinct superior to the age they lived in guided the efforts of the ancient Magi. As to the materialism and annihilation of human moral freedom with which Baily charges their theory (astrology), the reprobate has no sense whatever. All the great astrologers admitted, without one single exception, that man could react against the influen of the stars '

—*The Secret Doctrine.*

" આપણે કબુલ કરવાને બંધાયલા છીયે કે જે જમાનામાં પુરાતન મેજાઇ લોકો થઈ ગયા, તે જમાના કરતાં ચઢતા પ્રકારની બુધ્ધિથી તેઓ પોતાની કોશેશોમાં દોરવાતા હતા. તેઓનાં ( જ્યોતિષને લગતા ) અનુમાન ઉપર જડવાદ અને માણસાઇ નીતિને લગતાં છુટાપણાનો ભગ કરવાનુ જે તહોમત બેલી મુકે છે, તેમાં જરા પણ વજુદ નથી. એક પણ અપવાદ વગર સઘળા જ્યોતિષ શાસ્ત્રીઓ કબુલ કરતા હતા કે માણુસ ગ્રહોની અસર સામે કામ કરી શકે છે. "— સીક્રેટ ડુાકટ્રીન.

બેલી જ્યોતિષ વિદ્યાનાં અનુમાનોની વિરૂધ્ધ હોવા છતાં તે વિદ્યાનાં ખરાપણાંને છેકજ રદ કરતો ન હતો ; તેનુ નીચલું મત ખરેખર વિચારવા જોગ છે :

" Judiciary Astrology was at its origin the result of a profound system, the work of an enlightened nation that would wander too far into the mysteries of God and Nature."

—*Baily.*

" જ્યોતિષને લગતો ફળાદીશનો ભાગ એક ઘણી ભેદી રૂઢીનું પરિણામ હતુ ; તે એક જ્ઞાની પ્રજાનું કામ હતુ કે જે પ્રજા ખોદા અને કુદરતના ભેદોમાં બહુજ ઉંડાણમાં પેવસ થવા ચાહતી હતી. "—બેલી.

અહીં હવે મૂળ બાબદને બંધ કરીશું—કારણ શુધ્ધ બુધ્ધિના માણુસોની જ્યોતિષ વિદ્યાની સચ્ચાઈ બાબે ખાત્રી કરવા માટે પુરતી શાહદતો અત્રે રજુ થઈ ચુકી છે. બીજી અનેક વિદ્યાઓને આધારે આ

બાબદને હજી વિસ્તારવા માટે પુરતાં સાધનો મોજુદ છે, પણ તેની હવે વિશેષ જરૂર ધારવામાં આવતી નથી.

પણ તકરારને ખાતર જ્યોતિષ વિદ્યા ખરી માનવા પછી તેનો અનુભવ લેતાં ઘણીવાર તે ખોટી ઠરે છે, તેનાં વહેવારૂ કારણો જાણવાની જરૂર છે. જ્યોતિષ વિદ્યાની જુદી જુદી ઘણી શાખાઓ છે, તે સઘળી બાજુએ મુકી તેની મુખ્ય શાખા જે, "જાતક" જ્યોતિષને નામે ઓળખાય છે, અને જેની મતલબ એક માણસના જન્મના વખત ઉપરથી તૈયાર કીધેલા ટપકા ઉપરથી તેની જીંદગીનું ફળ કહેવાની છે, તે આપણે તપાસીશું.

જન્મના વખત ઉપરથી બનાવવામાં આવતા ટપકામાં ગણિત કે કુંડળીની રચનામાં જરાપણ ફેર હોય તો કહેવામાં આવતાં ફળમાં બહુ ફેર પડી જાય છે. જ્યોતિષ વિદ્યા મોટે ભાગે હલકા હાથોમાં જઇ પડી છે, તે માત્ર પેટ ભરવાનું સાધન થઇ પડી છે. એ વિદ્યા માટે ખરેખર ગણિત વગેરેની જે મહેનત કરવામાં આવે છે, તેનો પુરતો બદલો આપી લાયક વિદ્વાનો પાસે આ કામ કરાવવામાં આવે, તો એ વિદ્યા ખોટી ઠરવાનો સંભવ રહે નહી. ઘણીવાર એમ પણ બને છે કે વિદ્વાન ગણાતા જોશીઓ એ કામ પોતાના હાથ હેઠળના માણસોને સોંપે છે, તે તપાસવાનું તેઓની બહોળી રોકાણથી બની શકતું નથી, અને તેથી પણ તેમાં ભૂલો રહી જવાનો સંભવ ઉભો થાય છે. આવા સબબો સર કુંડળીની ગોઠવણમાં આવતા ફેરથી કે ગણિતમાં રહી જતી ખામીથી ઘણીવાર મળતાં ફળના વખતમાં બહુ ફેર પડી જાય છે, યા તે ઉલટાઈ જાય છે.

વળી એ વિદ્યાનો તમામ આધાર તર્ક ઉપર છે. એક કુંડળી એક શેત્રંજની બાજી છે, તે ઉપરથી ફળ કહેવામાં એક નહી પણ અનેક બારીક બાબદો તપાસવાની જરૂર રહે છે. છતાં પણ અનેક જોશીઓની તર્કમાં ફેર પડે—અને બીકટ વિદ્યાના ગુંચવણ ભર્યા સવાલોના સંબંધમાં વિદ્વાનો વચ્ચે મતફેર નથી ક્યાં પડતો? પણ તેથી કાંઇ તે વિદ્યા ખોટી ઠરતી નથી. આવા મતફેર વખતે એક અનુભવી અને બારીક અવલોકન કરનાર જોશીની તર્ક હમેશાં ખરી પડે છે. વળી દરેક માણસ પોતાની જીંદગીના સંજોગોથી પોતે જેવો માહિતગાર હોય, તેવી રીતે બીજું કોઈ માહિતગાર હોઈ શકે નહી. માટે પોતાની જીંદગીમાં ચોક્કસ વખતે ચોક્કસ બાબદોમાં સારા કે માઠા જોગો થશે તે જાણવા પછી એક સમજ-

હારે માણુસ પોતે તે જોગો તેની ઉપર કેવી રીતે અસર કરશે તે સમજી શકે એમ છે.

માણુસની જીંદગીની નેમ સુખ મેળવવાની છે, આટલા માટે મુશ્કેલીઓ અને આફતો કયારે અને કેવાં રૂપમાં આવશે તે જાણુવાથી તેમને દુર કરવા, યા તેમની પોતા ઉપર થતી અસરને નિર્બળ કરવા માટે પોતે મજબુત થવા આ વિદ્યાનાં જ્ઞાનથી ઘણું કરી શકે એમ છે, અને તેટલા માટે જ્યોતિષ વિદ્યાનાં મૂળ તત્વોનું જ્ઞાન મેળવવાની બહુ જરૂર છે. તે જ્ઞાનથી ઠગારા જોશીઓથી ઠગાઇ જવાનો સભવ ઓછો રહે છે.

અલબત આ વિદ્યાનો સપૂર્ણ અભ્યાસ બધાથી થઈ શકતો નથી. તે માટે ગણિત અને તર્કને લગતી બુદ્ધિની ખાસ જરૂર છે. જેઓમાં તેવી લાયકાત હોય છે, તેઓજ આ કામ સારી રીતે કરી શકે છે. છતાં એ વિદ્યાના મૂળતત્વોનું જેટલું જ્ઞાન અરધી સદી અગાઉ પારસી-ઓમાં સામાન્ય હતું તેટલું જ્ઞાન ફરી ખીલવવાથી ઘણો ફાયદો થઇ શકે એમ છે. આટલા માટેજ પારસીઓમાં આ વિદ્યાના અભ્યાસ તરફ ખાસ ધ્યાન ખેંચાય એવી મતલબથી આ બાબદને આટલી વીસ્તારવામાં આવી છે. જો પારસી કોમ જ્યોતિષ વિદ્યાના બાબમાં અભણ હિંદુ જોશીઓને હાથે ઠગાતી હોય તો તેથી તે વિદ્યાને વહેમ ગણી હસી કાઢવાને બદલે તે વિદ્યાનો અભ્યાસ આપણી કોમના ચંચળ અને બુદ્ધિ-માન જવાનોમાં ખીલવવાથી વધુ ફાયદો થઈ શકશે.

કોઇ પણ સાદી સમજ શકિતનો માણુસ સમજી શકશે કે એક માણુસની જીંદગીને લગતી બારીક બાબદો માત્ર એક જન્મ કુંડળી જોઇને ઉપર ટપકેથી કહી જવામાં જ્યોતિષ વિદ્યા જેવી એક બીકટ વિદ્યાનો સમાવેશ થઈ જતો નથી. જ્યોતિષ વિદ્યાની ખરી ખુબી દરેક ટપકાની ખાસ બારીક તપાસ અને તેના ઉંડા અભ્યાસમાં સમાયલી છે. આ વિદ્યા ઇશ્વરી વિદ્યા છે, અને જેઓ માત્ર પૈસાના લોભથીજ એ વિદ્યાને લગતું કામ કરતા હોય, તેઓ ઉપર સંપૂર્ણ ઇતબાર રાખવા પહેલાં વિચાર કરવાની બહુ જરૂર છે. બેશક મહેનતના પ્રમાણુમાં ઘટતું અને પુરેપુરૂં વાજબી દામ લેવાની અમે વિરૂદ્ધ નથી—પણ તે દામ લેતી વખતે અંતઃકરણને બાજુએ મુકવાથી આ વિદ્યા સામે ઘણા ગંભીર પ્રકારના ગુનાહ થાય છે. દુઃખી અને ભોળાં માણસોને ઠગવાથી બેવડો દોષ લાગુ પડે છે, જ્યારે ખરી વિગત બારીક અવલોકનથી જાણીને ઘટતા શબ્દોમાં દુરંદેશીભરી સલાહ સાથે આપવાથી આ ઇશ્વરી વિદ્યાને

જેમ મળે છે. એક દુઃખી માણસને ઘટતી સલાહ આપી ખરે રસ્તે દોરવવાથી તેની તરફથી જે આભારની લાગણી પ્રગટ થાય છે, તે ગમે તેવી મોટી ફી કરતાં વધુ અસરકારક હોય છે.

કમનસીબી એ છે કે બેદરકારીથી યા જાણી જોઈ ઠગવાના ઈરાદાથી કે જોઈતાં જ્ઞાનની ગેરહાજરીમાં કેટલાક હિંદુ જોશીઓને હાથે બનાવેલા ટપકાઓ ખરેખર નુકસાનકારક થઈ પડે છે. આટલા માટે જ્યોતિષ વિદ્યાને જેબ આપવાની ઉમેદ રાખનાર દરેક અભ્યાસીની પહેલી ફરજ પોતાના અભ્યાસ હેઠળ આવતા ટપકા ખરા છે કે ખોટા તે તપાસી લેવાની છે. જેઓ જ્યોતિષ વિદ્યાનો લાભ લેવા માંગતા હોય, તેઓએ પહેલાં પોતાના ટપકાનાં ખરાપણાં માટે ખાત્રી કરી પછી ફળ પુછવાથી દિવસે દિવસનું ફળ ખરૂં પડેલું તેઓ જોઈ શકશે.

હિંદુ જ્યોતિષની રૂઢી અંગ્રેજી રૂઢી કરતાં વધુ બારીક અને બીકટ છે, અને કદાચ તેજ કારણથી મહેનતનો બચાવ કરવા કેટલાક અભ્યાસીઓ અંગ્રેજી રૂઢીને પકડી રાખી હિંદુ રૂઢીનો તીરસ્કાર કરે છે. બંને રૂઢીના મુકાબલારૂપી અભ્યાસથી જે લાભ થાય તે વર્ણવી શકાય એમ નથી. છતાં જેઓ સઘળું અંગ્રેજી તે ઉત્તમ એમ માની લઈને હિંદુ રૂઢીને હીણે છે, અને એકલી અંગ્રેજી રૂઢી પર અમલ કરે છે, તેઓ ભુલી જાય છે કે અંગ્રેજી રૂઢીના ઉસ્તાદો ઍલન લીઓ અને સેફારીયલ હિંદુ રૂઢીને બહુ અગત્યતા આપે છે. સેફારીયલે પોતાનાં જ્યોતિષ વિદ્યાને લગતાં અંગ્રેજી પુસ્તકમાં "પરાશર સંહિતા" જેવાં બીકટ સંસ્કૃત પુસ્તકનો સાર લેવાની જરૂર વિચારી છે, એટલુંજ નહી પણ હિંદુ જ્યોતિષ શાસ્ત્રની દશાની રૂઢીનો જાતે અનુભવ મેળવી પોતાનો ટપકો હિંદુ રૂઢી મુજબ તૈયાર કરવાની અગત્ય જોઈ છે!

એક ટપકો ખરો છે, એમ ખાત્રી થવા પછી ભવિષ્યના મુખ્ય બનાવો જાણવાનો આધાર દશાને લગતાં પ્રકરણ ઉપર રહે છે; પણ દશાને લગતું પ્રકરણ તે બનાવોનો સામાન્ય ખ્યાલ આપે છે. બારીક અને ખાત્રીપૂર્વક ખ્યાલ વર્ષકુંડળી ઉપરથી મળી શકે છે. જ્યોતિષ વિદ્યાથી જેઓ તદનજ બીનવાકેફ હોય, તેઓ માટે જાણવું જરૂરનું થઈ પડશે કે એક સવાલનો તદનજ ખાત્રીપૂર્વક ખોલાસો મેળવવા માટે ટપકામાંની જુદી જુદી કુંડળીઓ, ગ્રહો તેમજ ટપકાનાં બારે ખાનાંઓને લગતું ગણિત, દશા, વર્ષ કુંડળી અને તે ઉપરાંત જુદા જુદા યોગોની બારીક તપાસ અગત્યની છે. અલબત આ સઘળાની બારીક તપાસ

કરવાનું કામ સહેલું નથી, પણ જો જીંદગીનો એક સવાલ અગત્યનો હોય, તે સવાલ ઉપર જીંદગીનાં સુખ-દુઃખનો આધાર લટકતો હોય, તો તેની બારીક તપાસ કરી ફાયદો કા નહી મેળવવામાં આવે ? માણસ પોતે પોતાની સરજતનો ઘડનાર છે, પોતાની આગળ રજુ થતી દરેક સારી કે માઠી તકમાંથી સારૂં મેળવવાની શક્તિ ધરાવનાર છે. તેનો ઉપયોગ કરતાં તેને આવડવું જોઇએ. તે ઉપયોગ જ્યોતિષ વિદ્યા શીખવે છે. ખરી રીતે કહીયે તો જ્યોતિષ વિદ્યા જીંદગીનાં સુખની ચાવી છે. તન અને મનને દુઃખનાં "વાઇબ્રેશન્સ" સામે ટકી રહેવા માટે તૈયાર કરવાની તે આપણને તક આપે છે, કે જેથી આવી પડનારો ફટકો નભરવશ રહેવાથી જેટલો સખત લાગે છે, તેટલો અગાઉથી ચેતેલાં રહેવાથી લાગવા પામે નહી.

જીંદગીનાં સુખ કે દુઃખનો મોટો આધાર સંસાર ઉપર રહે છે, અને સંસારની શરૂઆતમાં લગ્ન પ્રસંગે જ્યોતિષ વિદ્યા ઓછી અગત્ય ધરાવતી નથી. જે બે જીવો જીંદગીની આખી સફર સાથે કરવા ચહાતા હોય, દુન્યાની વૃધ્ધિના મીનાઇ કામમાં હમસાઝ થવા ચહાતા હોય, તે બે જીવોનાં મૂળ બંધારણ એક મેકને અનુસરતાં છે કે નહી, તન અને મનમાં તેઓ હમસાઝ (harmonious) છે કે નહી તે તપાસવાની મુખ્ય જરૂર છે. પણ આ અતી અગત્યના બનાવ વખતેજ જે બાબદો ઉપર મુખ્ય ધ્યાન આપવાની જરૂર હોય છે, તે બારીકીથી નહી તપાસતાં ઉપર ટપકેથી જોઈ મત આપવામા આવે છે, અને પરીણામમાં જ્યોતિષ વિદ્યા હિણાય છે. આ બાબદમાં આટલું ખાસ યાદ રાખવાની જરૂર છે, કે લગ્ન વખતે જ્યોતિષ વિદ્યાની મદદ લેવામાં પહેલો સવાલ બનેના આવરદાને લગતો છે. તે સવાલ તપાસ્યા બાદ બનેની શરીર પ્રકૃતિ, સ્વભાવ, ગુણદોષ વગેરે એક બીજાને મળતાં આવશે કે નહી તે તપાસ્વાની જરૂર છે. આ કામ માટે નવ જુદી જુદી બાબદો તપાસ્વી અવસ્યની છે, અને તે સઘળું બરોબર તપાસ્યા વગર જો મત આપવામાં આવે તો તે સરયામ ડગાઇજ લેખી શકાય.

આ વિદ્યાના અભ્યાસ દરમ્યાન જુદા જુદા સવાલોની બારીક તપાસથી જે મોજ મળે, તેનો ખ્યાલ માત્ર અનુભવથીજ આવી શકે. કુદરતના ભેદોને પામવા માટે, તે મહાન કીરતારે માણસની સરજતને એક શેત્રંજની બાજી માફક કેવી રીતે ગોઠવી છે, તેનો ખ્યાલ મેળવવા

માટે, ખોદાની સર્વ શકિતમાન મોટાઇનો ખરેખરો ચીતાર નજરે જોવા માટે, તમામ જગતનાં પળે પળનાં કાર્ય ઉપર પરવરદેગારની કેવી નજર રહેલી છે તે જાણવા માટે, જયોતિષ વિદ્યા કરતાં ચઢતી વિદ્યા બીજી કોઇજ નથી, એમ કહેવામાં કશી સહરાગાત નથી. એક રજકણથી તે મોટામાં મોટી બળવાન શક્તિની સરજત, જાનદાર કે જાન વગરની ચીજની સરજત, એ ખોદાઇ વિદ્યા સાથે તાલુકો ધરાવે છે. જેઓ તિક્ષણ મનશક્તિ ધરાવતા હોય, જેઓની મનશકિત એવી કોમળ હોય કે જેથી કુદરતનાં ઉંચી જાતનાં "વાઇબ્રેશન્સ" તેઓ ગ્રહણ કરી શકતા હોય, જેઓ બશારત ( Intuition ) રૂપી બક્ષેસને પામેલા હોય, તેઓ માટે જયોતિષ વિદ્યાની બારીકીમાં ઉતરવાનું કામ સહેલ થઇ પડે છે. આ વિદ્યાનાં મૂળતત્વોનો અભ્યાસ કોઇ પણ કરી શકે એમ છે. પણ તેનાં ભિત્તરમાં પેવસ થવા માટે ખાસ લાયકાતની જરૂર રહે છે. તેના બે મુખ્ય ભાગો ગણિત અને ફળાદીશ જુદા હોવા છતાં બંનેના ભેગા અભ્યાસથી જે સંગીન ફાયદો થાય, તે એકલાં ફળાદીશના અભ્યાસથી થઇ શકતો નથી. છતાં એક માણુસને તેના પોતાના સબંધીઓ વર્ષોના સમાગમ છતાં નહી પીછાની શકે, તેવી રીતે એક બાહોશ જોશી એક તદનજ અજાણ્યા માણસને તેના ટપકા ઉપરથી પીછાની શકે છે. એક જન્મ કુંડળી એક માણસનાં ભિત્તરના ભેદ ભરમોનો સંગો ચીતાર છે. તે તમામ જાનદાર કે જાન વગરની પેદાયશના ભેદની ચાવી છે. આટલાજ માટે આ ખોદાઈ વિદ્યાના સંબંધમાં નામીચા કવી લોર્ડ બાયરન નીચલી લીટીઓ બંધ બેસ્તી રીતે લખી જાય છે :—

"Ye stars, which are the poetry of Heaven!
If, in your bright leaves, we would read the fate
Of men and Empires.—'tis to be forgiven."

—*Lord Byron.*

"તમો તારાઓ, જેઓ બહેશ્તની કવિતા છો—જો તમારાં પ્રકાશીત પાનાઓમાં અમે માણસો અને શાહેનશાહતોની સરજત વાચીયે—તો તે માફ થવા જોગ છે."



# કર્મ અને જ્યોતિષ વિદ્યા.

---

કર્મની ફીલસુફીના સવાલને તેનાં જુદાં જુદાં સ્વરૂપમાં તકરાર કરી તપાસવામાં આવ્યો છે, પણ આ કાયદો એવી તો ગુચવણ ભરી રીતે કાર્યો કરે છે કે એ સવાલની પુરતી અને જેટલી જોઇયે તેટલી બધી તપાસ લેવાઈ ચુકી છે એમ કહી શકાતું નથી. તેટલા માટે અહીં આપણે આ કાયદાને તેના એકજ સ્વરૂપમાં—એટલે ગ્રહો સાથ આ કાયદો કેમ કાર્ય કરે છે, અને તેઓ કેવી અસર નીપજાવે છે—તે જોઇયે. જેઓમાં ધાર્મિક લાગણી હોય છે, તેઓ ખરેખરૂં માને છે કે માણસનો જીવાત્મા જે ચોકસ શરિરમાં દાખલ થાય છે, તે કોઈ આગલાં કર્મને આધારે થાય છે, અને જ્યારે તે જીવાત્મા પોતાનાં આગલાં કર્મનું ફળ ચાખવાનો વખત આવે છે, ત્યારે ચોકસ ઠેકાણે જન્મ લે છે.

બીજા હાથપર જ્યોતિષ વિદ્યા માને છે કે જેવું એક મનુષ્ય જન્મે છે કે તરતજ—એટલુંજ નહિ પણ જેવા હમેલ રહે છે કે તુરતજ—તે ગ્રહોની અસર હેઠલ આવે છે, અને તેનાં સુખ દુઃખનો આધાર તેઓની અસર ઉપર રહે છે. તે અસર ઘણી માઠી હોય તો ચોક્કસ ક્રિયાઓ કે જપદાન કરી કમતી કરી શકાય છે.

આ ઉપરથી દેખાય છે કે કોઈ ચોકસ પરિણામ લાવવા માટે બે ચીજો કાર્ય કરે છે. તેમાની એક કર્મનો કાયદો :અને બીજી ગ્રહોની અસર છે. પણ આ બે શક્તિઓ એક બીજાથી જુદી રહી કામ કરે છે એમ સમજવાનું નથી. એ બેમાંની કઈ શક્તિની સત્તા વધારે છે તે જાણવું અગત્યનું છે. આપણને સારી રીતે જણાયલું છે કે કર્મનો કાયદો સખ્ત રીતે અમલ કરે છે, અને વળી કુદરતમાં તે વખુતે તે જીવાત્માનાં ગ્રહોની ચાલ પણ એવી રીતે ગોઠવાયલી હોય છે, કે તેઓ તે કાયદાને અમલ કરવામાં સવળતા કરી આપે છે. તેટલા માટે તે કાયદાને અનુસરીને જ્યારે એક જીવાત્માને આ પૃથ્વી ઉપર જન્મ લેવો હોય છે ત્યારે, તેનાં સંબંધમાં ગ્રહો ચોકસ રીતે આકાશમાં ગોઠવાયલા હોય છે; અને જ્યોતિષ વિદ્યા તે ગ્રહોની ચાલ તપાસી તેનાં સંબંધમાં બનનારા ચોકસ

બનાવોની આગાહી કરે છે. આ ઉપરથી કહી શકાય કે ગ્રહો તે કર્મનાં કાયદાનું કાર્ય બતાવનારા કાસદો જેવા છે.

અહીં સુધી તો બન્ને કાયદાઓ એક બીજાની સાથે મળી કાર્ય કરે છે, પણ જ્યારે ગ્રહોની અસર નીપજાવવા કેટલીક ક્રિયાઓ કરવામાં આવે છે ત્યારે આપણે ઉપર કર્મનાં કાયદા માટે જે શિક્ષણ વાંચી ગયાં તે ફેરવાઇ જતું કહેવાય છે. પણ એવું કહેવામાં આવે છે કે કર્મનો કાયદો કોઈથી ફેરવી શકાતો નથી, તેથી આ દેખાઈતી ગુંચવણ દુર કરે એવી કોઈ શાહદત આપણી પાસ છે કે? આ બાબદનો ખુલાસો શોધવા આપણને કર્મનાં કાયદાને બારીકીથી તપાસવો જોઇએ. ત્યારે આપણને જણાશે કે, જો કે કાયદો તો એકજ છે, પણ જુદાં જુદાં કર્મો સંબંધી તે કાયદો જુદી જુદી અસર નીપજાવે છે.

કર્મને જુદા જુદા લખનારાઓએ જુદી જુદી રીતે પોતાની બાબદ અનુસાર વેહેંચ્યું છે. દાખલા તરીકે જ્યોતિષ વિદ્યા તેને ત્રણ રીતે વેહેંચે છે; (૧લું) ચોકસ વખતે ચોકસ પરિણામ આવવુંજ જોઇએ; (૨જું) ચોકસ આવનાર પરિણામને ગ્રહોની પુરતી અસર ન લાગુ પડતી હોય તો કેટલીક ક્રિયાઓ કરી તે અસર કમી કરી શકાય; અને (૩જું) બીજા ઘણાંક ભલાં કર્મો કરી તેનાં બદલામાં તે બુરાં કર્મની અસર કમી કરી શકાય. અહીં કુદરતી રીતે સવાલ ઉભો થાય છે કે શું આ અનુમાન સચાઇના પાયાપર રચાયલું છે? તે જવાબ જવાબદારી યા જોખમદારીનો કાયદો પાસે છે, કે જે કાયદા વીના કર્મનો કાયદો જો એકલોજ હોય તો અધુરો ગણાય. જોખમદારીનાં કાયદા વિષે થીઓસોફીમાં ઘણુંક જાણવાનુ મળે છે અને માણસ તથા અક્કલ વગરનાં પ્રાણી વચેનો તફાવત દર્શાવવા કર્મના કાયદાની સાથે સાથે આ કાયદો અગત્યનો ગણવામાં આવે છે. મનુષ્ય જાત વિષે બોલતાં જો કે મનુષ્ય કર્મના કાયદાને આધીન છે તે છતાં કોઈ ચોકસ કાર્યની ઘણી કે થોડી અસર થવી તે જોખમદારીનાં કાયદા ઉપર આધાર રાખે છે. આ તફાવતનું કારણ મનુષ્ય જાતે મેળવેલું જ્ઞાન, ચોકસ કર્મ કરવાની તેની નેમ અને ધારણાં શું હોય છે તે ઉપર આધાર રાખે છે. દાખલા તરીકે આપણે એક ખુનીનો દાખલો લઇએ. જો કે ખુન કરવામાં આવ્યું હોય, પણ જે કારણ સર તે કરવામાં આવ્યું હોય તે પ્રમાણે તેનું પરિણામ આવે છે. જો એક સુધરેલા અને કેળવાયલો

શખ્સથી તે કરવામાં આવે તો તેની અસરો ઘણી બુરી થાય છે, કારણ કે આવું કર્મ કરવું તે નીતિ અને ઇશ્વરી કાયદાની વિરૂધ્ધ છે એવું સમજવા છતાં તે કરે છે; પણ એક જંગલી જેનો ખવાસજ મારફાડ કરવાનો હોય, અને તેમ કરવામાં કાંઈ ખોટું છે એવો જેને સેહેજ ખ્યાલ પણ નહીં હોય તેવા શખસથી તે કર્મ થવાથી તેનાં પરિણામો કમી થાય છે. આ દાખલો એકજ જાતનુ કર્મ જુદા જુદા મનુષ્યથી કરવાથી તેનું પરિણામ કેવું જુદું લાવે છે તે બતાવવા પુરતો છે.

આપણે આગળ જોઈ ગયા છીએ કે એક જીવાત્માનું આગલું કર્મ તેને કેવા સંજોગ, જગા તથા વખતે ફરી જન્મ આપવો તે મુકર્રર કરે છે. વળી આ જાણવું અગત્યનું છે કે ફરી જન્મ લેતો જીવાત્મા પોતાની આગલી ઘણી વલણો જે ઉપર તે વખતે તે મંડેલો હતો તે સાથે લેતો આવે છે. જયોતિષ વિદ્યાનું ખાસ કામ ગ્રહોની દશા તપાસી તેની જુદી જુદી અસરો જાહેર કરવાનું છે.

જે લોક જડવાદી મત ધરાવે છે અને ઉપલી (મિનોઈ) દુનિયાઓની હસ્તી માનતા નથી, તેઓને મનથી મગજની વલણ અને આગમચથી ભવિષ્ય જોવું તે કથા જેવું રમુજી લાગશે. પણ જેઓમાં ઇશ્વરી અંશ થોડોક પણ ખીલેલો હશે અને હાલની વિદ્યામાં દિનપર દિન થતી નવી શોધો સંભાલથી વાંચીને તપાસતા હશે, તેઓ આ બાબદનો ઉંડો અભ્યાસ કે વિચાર કર્યા વીના રહેશે નહિ; અને જો તેઓને એ માટે પુરતું જ્ઞાન આપવામાં આવશે તો ખરૂ ખોટું બરાબર પીછાની શકશે. જો એક જડવાદી મત ધરાવનાર મોટાં મનથી વિચાર કરશે તો તેને માટે ગંભીરપણે વિચારવા ભરતી તથા ઓટનું કારણ, રતુઓમાં થતા ફેરફારો, કમળ ફુલનું ચોકસ વખતે ખીલવું તથા બંધ થવું, સુરજમુખી ફુલનુ પણ તેજ પ્રમાણે ખીલવું, ચાંદરાત તથા પુનમ ઉપર ઉભરી આવતાં કેટલાંક દરદો, ચંદ્રમાં થતી વધઘટ વખતે ઝાડો અને રોપાઓનાં રસમાં તેની થતી અસર, સુર્યના તડકામાં વનસ્પતી તથા જાનવરી જીંદગીનું ઉગવુ તથા વધવું, ગ્રહોનું બંધારણ, તેઓનું પોતાની ધરી આસપાસ ફરવું, વગેરે બાબદો પુરતી છે. જો કે આપણે ઉપર તો સુર્ય તથા ચંદ્રની અસર વિષેજ બોલ્યા છીયે, પણ તેજ પ્રમાણે બીજા ગ્રહોની અસર પણ દરેક ચીજ ઉપર થાય છે.

આ રીતે આ સવાલને દુનિયાઈ નજરે તપાસવા પછી તેને મિનોઇ અને થીયોસોફીને આધારે તપાસીયે. આપણા મરહુમ શિક્ષક એચ. પી. બ્લેવાટસ્કી કહે છે કે "હાલની વિદ્યાને એક પળ બાજુએ મુકી આપણુને અસલી જ્ઞાન તપાસવા દો. પ્રાચીન કાળનાં સાયનટીસ્ટો ખાત્રીથી કહી ગયા છે કે ભૂગોળને લગતા સઘળા ફેરફારો થવાનું કારણ અને તેનો આધાર ચંદ્ર અને ગ્રહોપર રહેલો છે, એટલુંજ નહિ પણ પૃથ્વીની સપાટી ઉપરજ નહી પણ ભિત્તરમાં પણ રાશીઓથી ઘણી મોટી અસર થાય છે." વળી ગુપ્ત વિદ્યામાં કહેવામાં આવ્યું છે કે "જે સેતારાની અસર હેઠળ એક જીવાત્મા* જનમ્યો હોય તેજ સેતારો એક આખા મન્વંતર સુધીની તેની બધી જીંદગીઓમાં તેનો પાસબાન ગ્રહ રહે છે." બધા મળી સાત ધ્યાન ચોહાનો (અમશાસ્પંદો) છે અને ગુપ્ત વિદ્યાને આધારે માણુસ જાત પણ આ સાત અમશાસ્પંદો મુજબ સાત પેટા—જાતોમાં વેહેચાઈ ગયલી છે, "તેટલા સારૂ," તેમાં વળી જણાવ્યું છે કે, "સાત મુખ્ય ગ્રહો અને તેઓની ફ્રવશિઓ છે અને માણુસ જાત આ સાત ગુમખાઓ-માંના એકમાં જનમ્યું છે અને તે તેની પર અસર કરે છે તથા તેની પાસબાની પણ કરે છે. બધા મળી સાત ગ્રહો અને બાર રાશીઓ છે, પણ તેઓનાં એક બીજા સાથ ભેલાવાથી જે અસર ઉપજાવાય છે તે ન વર્ણવી શકાય તેટલી બધી છે."

આથી આપણે જોયું કે ગ્રહોની અસર થાય છે પણ જ્યોતિષ શાસ્ત્ર ઉંડાણુમાં ઉતરી કહે છે કે, ગ્રહોની અસરની બારીકીથી આગાહી કરી બનનારા બનાવો જાહેર કરવાને તે સામર્થવાન છે, અને તે બનાવો ખરા પડે છે. આ તો સાબેત થયલી વાત છે,—અને થીયોસોફીસ્તો તે માને છે—કે કુદરતમાં સાતનો આંકડો અગત્યનો ભાગ ભજવે છે અને તેના પરિણામ તરીકે સાત ગ્રહો અને માણુસના સાત તત્વોના બનેલાં છે, અને તેથી આ ગ્રહો તથા માણુસનાં સાત તત્વો વચે જાતી સંબંધ અને ખેંચાણ છે. આ બાબદ બરાબર સમજાવવા આપણે મેડમ બ્લેવાટસ્કીના પ્રખ્યાત પુસ્તક ("The Secret Doctrine") નો આધાર લઇએ. તેમાં કહેવામાં આવ્યું છે કે "આ હાડમંદ દુનિયામાં સાતનો મૂળ અંક

---

* શરીર નહીં પણ જીવાત્મા, તેની શરૂઆતથી જ્યારે જુદો પડે છે ત્યારથી.

કુદરતના કાયદાઓનું જ્ઞાન શિખવે છે અને અસલી વખતનાં લોકોને તે કાયદાની સમજ પડવાથી કુદરતનો ઘણોક ભેદ તેઓ ઉકલાવી શકયા હતા. આ કાયદાઓનાં જાણવાથી તેમજ ગેતી અને ભિનોઈ દુનિયાઓમાં તેઓ કેવી રીતે કાર્ય કરે છે તેની માહીતી હોવાથી, પ્રાચીન જ્યોતિષીઓ વખતનાં ચક્કરની બરાબર ગણત્રી કરી તેમાં બનનારા બનાવો તથા અસરો સમજાવી શકતા અને મનુષ્યોપર તેઓનાં પ્રગટીકરણમાં તેની શી અસર થશે તે અગાઉથી જાહેર કરતા. સુય, ચંદ્ર અને ગ્રહો અમુક ઠરાવેલી રીતેજ કામ કરતા હોવાથી તેઓની સત્તા અને વધઘટનાં વખતથી તે લોકો વાકેફ હતા." ઉપલા ફકરામાં જે દુનિયાઓ વિષે આપણે બોલ્યાં તે સ્થુલ, સુક્ષ્મ અને માનસીક ભુવનો વિષે છે, પણ પછી ત્યાં નોંધમા સાતે ભુવનો—આદી અનુપાદક, આત્મીક અને બુદ્ધિકનાં નામ પણ આપેલાં છે, અને કહેવામાં આવ્યું છે કે તેઓનાં સાથે જોડાવાથી પ્રગટીકરણ અને કર્મ ઉપર અસર થાય છે.

જ્યોતિષ શાસ્ત્ર જે દાવો કરે છે તેને ટેકો આપવા શું આ પુરતું નથી ? તે છતાં આ વાત બારીકીથી દર્શાવવી અગત્યની છે.

એકજ ગ્રહ જુદી જુદી વખતે કેવી અસર નીપજાવે છે તેને માટે હાલની વિદ્યા શું કહે છે તે હવે તપાસીયે. આ તો જાણીતી વાત છે કે ગ્રહો પોતાની ધરી આસપાસ જુદી જુદી ઝડપે ફરે છે અને તેથી કરી તેઓ એકને એકજ ઠેકાણે રહી શકતા નથી. જ્યોતિષ શાસ્ત્ર દાવો કરે છે—અને વળી મેડમના "સીક્રેટ ડોકટ્રીન" માં પણ આવેલું છે—કે એકજ ગ્રહ જુદી જુદી રાશી નજદીક જવાથી અને તેની સાથ ભેલાવાથી ઘણાં જુદાં જુદાં સ્વરૂપો બનાવે છે અને તેની અસરો જુદી જુદી જાતની થાય છે. જો આ કાયદો બધા ગ્રહોને લાગુ પાડીયે તો તે સઘળાનાં જુદી જુદી રાશીઓ સાથ ભેલાવાથી કેવી જુદી જુદી જાતની અસરો દર પળે જુદી જુદી ચીજો પર થતી હોવી જોઇએ તેનો ખ્યાલ આવે છે. જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરવાથી એક મનુષ્ય કયા ધંધામાં આ દુનિયામાં ફાવશે તે સહેલાઇથી જાણી શકાય છે અને વળી તે આવતા કોઇ માઠા બનાવ માટે પણ આગમચથી તૈયાર થઇ રહે છે. આથી કરી તે માઠા સમાચાર માટે તૈયાર રહે છે, એટલુંજ નહિ, પણ આ વિદ્યાનું ખરૂં

જ્ઞાન તેને આ તથા બિજાઈ દુનિયાઓની [illegible] કરવી [illegible] મદદ કરશે.

જ્યોતિષ શાસ્ત્ર વળી મંત્રનો ઉપયોગ કરતાં પણ શીખવે છે. એ શાસ્ત્રમાં જપ, તપ, કેટલીક ક્રિયાઓ વગેરેનું વર્ણન છે, જે પ્રમાણે કરવાથી ગ્રહોની માઠી અસર નબળી પાડી કે અટકાવી શકાય છે. અહીં આપણને એક ચજ મુશકેલ લાગે છે. જે આફત આપણી ઉપર આવી પડે છે તે આગલી જીંદગીઓમાં કરેલાં ખોટાં કર્મથી હોય છે; અને સવાલ ઉઠે છે કે ક્રિયાઓની મદદથી તો ત્યારે કુદરતનાં અચુક કાયદા સામે હરકત નાંખવામાં આવે છે; પણ કર્મનાં ત્રણ ભાગ પાડતી વખતે આપણે જોઈ ગયા છીયે, અને વળી જોખમદારીનો કાયદો આ વાત ખુલ્લી બતાવે છે, કે તે કર્મ એવી જાતનું હોય છે કે જેની અસરો વધુ ભલાં બળવાન કાર્યો કરી કમતી કરી શકાય છે, અને જુદા જુદા ભુવન પર કરેલાં કર્મની અસર પણ જુદી જુદી જાતની હોય છે. બધાં મળી સાત ભુવનોનું બયાન "સીક્રેટ ડૉકત્રીન" માં છે અને ઉપલાં ભુવનોપર કરેલાં કર્મની અસરો નિચલાં કરતાં વધુ જોરાવર હોય છે. બધાં કર્મમાં "શીઘ્ર" કર્મ સૌથી બળવાન કહેવાય છે અને તેનાં પરિણામો પણ જલદી આવે છે. આ શીઘ્ર ક્રિયાની અસર ઉંચ ભુવન પર ઘણી બળવાન થાય છે અને મંત્ર ભણનાર જો બરાબર જાણકાર હોય તો તે આ મંત્ર એવા તો ચોકસ લાગુ પડતા વખતે ભણે કે જે ઘડીએ કોઈ માઠાં કર્મની અસર થવાની હોય. તેજ પળે તે ભણવાથી ગ્રહની પેલી બુરી અસર તુટી જાય છે. આ રીતે, બળવાન કર્મ નબળાં કર્મનો નાશ કરે છે અને બુરી અસર ભલીમાં ભેળાઈ જાય છે અને તે રીતે કર્મનાં કાયદાની બુરી અસર નાશ પામે છે.

"D. M. O." in the *Theosophic Gleaner*,

તરજુમો કરનાર

**મીસ મેહેરબાઈ દાદીશેઠ.**



# ધી

# એસ્ટ્રોલૉજીકલ

# સ્ટુડીયો.

નવસારી.

મહેરહુનજર મુફત.

# વૈરાગ

[ સ્થાપ્યું સન ૧૯૦૦ ]

જરથોસ્તીઓ માટે ધર્મ તથા સંસારને લગતું એકજું માસિક ચોપાન્યું.

આ ચોપાન્યું વેદાન્ત, સુફીઝમ, થીઓસોફી, આત્મજ્ઞાન, આજની વિદ્યા, અને પશ્ચિમની ફીલસુફીની મદદથી જરથોસ્તી ધર્મ ઉપર રોશની ફેંકાતે છે.

**તે ઉપરાંત**

સઘળી વૃદ્ધિઆત્મક (Progressive) હીલચાલો જેવી કે સાઇકોલોજી, મેગ્નેટીઝમ, ઍન્ટી-વૅકસીનેશન, ઍન્ટી-વીવીસેકશન, જીવદયા, વેજીટેરીયનીજમ, વગેરેની હિમાયત કરે છે.

**કોઇ પણ પક્ષના**

સંકોચાયલા આચાર વિચારોથી હદ બાંધવાને બદલે જરથોસ્તી ધર્મની મૂળ નેમ ધ્યાનમાં રાખી

**તેનો વિસ્તાર વિશાળ અને બહોળો રાખવામાં આવ્યો છે.**

---

સેંકડો સંતોષના ઉદ્ગારો નિરંતર આવતા રહે છે

---

**લવાજમ**—વર્ષના રૂ ૩, હિંદી પોસ્ટેજ સાથે; દર્યાં માર્ગે રૂ ૪; આંગ ઉપર લેવામાં આવે છે.

---

ઑફીસ—**વાઘરેચ, બીલીમોરા પોસ્ટ.**